# सत्य विजय नाटक.

त्रीअंकी.

૩૧૮૫

રચનાર

## પ્રેમચંદ જેહાલાલ, શાહ.



अमदावादमध्ये

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટીંગ

એજન્સી કંપની "લિમિટેડ"ના

રણછોડલાલ ગંગારામે છા

સંવત ૧૯૪૩.

કિમ્મત ૦-

# अर्पण पत्रीका.

महेरबान, नेकनामदार, खुदाविंद श्री
नादेअली खांनजी साहेब
बहादुर--बाबी.
मु. राधनपुर.

વિદ્યાની વૃધિ જોવાને અતિ હુંસ, પદવી તથા જરનો મદ બિલકૂલ ન રાખતાં અતિ નમૃતા, નવાં નવાં પુસ્તકો બહાર પડતાં જોવાને અતિ હર્ષ, ઉદારતા તથા શાંન્તપણું, અને કવિશ્વર તથા પંડિતના સુવિચારમાં ઉશકેરણી; વિગેરે કવિશ્વરથી પણ વર્ણન ન થઈ શકે, એવા બીજા અનેક આપના દીર્ઘ સદ્ગુણોથી લોભાઈ, હું મારૂં બાળક્રીડા રૂપ, લઘુબુદ્ધિથી બનાવેલ, આ નવીન નાટક આપ સાહેબને નમૃતા પૂર્વક અર્પણ કરૂં છું તે સ્વીકારશો.

સેવક
પ્રેમચંદ જેઠાલાલ કર્તા.

# પ્રસ્તાવના.

"સત્ય અને શીયળ" એ બે અમુલ્ય વૃતરૂપિ રત્ન છે. તેના ગુણ વિષે મહા કવિશ્વરોનાં રચેલ ઘણાં પુસ્તકો આપણા જોવામાં આવે છે; અને અદ્યાપી પણ તેજ વિષય ઉપર ઘણાં પુસ્તકો બહાર પડે છે.

ગઈ એટલે "સંવત ૧૯૪૨" ની સાલમાં તેજ વિષય ઉપર, આ લઘુ પણ નવીન નાટક મેં બનાવ્યું હતું; પણ છપાવવાનો મારો બીલકુલ વિચાર નહતો. બાદ કેટલીક મુદતે મારા એક મિત્રે મને સારીપેઠે સમજાવી ફોર્મ બહાર પ-ડાવ્યાં તે આ પુસ્તક આજ વાંચનાર સજ્જનોની સેવામાં હાજર કરૂંછું.

ટૂંકી બુદ્ધિ, બાળાવસ્થા, અને કોઈની પણ મદદ સિવાય બનાવ્યાથાં, આ પુસ્તકમાં ઘણીજ ખામીયો હશે, તો આશા છે કે વાંચનાર બંધુઓ સુધારીને વાંચશે, અને નજર આવતી ખામી લખી સુચવવા કૃપા કરશે; કે યોગ્ય પ્રસંગે સુધારો છપાવાય.

આ પુસ્તક સુધારતી વખતે મારા પરમ પ્રિય મિત્ર "મશાલીઆ ભૂદર લવજી" એ મને ઘણી મદદ કરીછે, માટે હું તેમનો આભાર માનુંછું.

સહી. પ્રેમચંદ જેઠાલાલ કર્તા.

—<>—

# अंक १ लो.

સ્થળ—રાજનગર.

## પાત્ર.

| | | | |
|---|---|---|---|
| સુત્રધાર | ... | ... | નાટકકાર |
| વિદુષક | ... | ... | મશ્કરો |
| જસવત્તસિંહ | ... | ... | રાજનગરનો રાજા |
| સુરેખા | ... | ... | તેની પત્નિ |
| પાટવિસિંહ | ... | ... | રાજનગરનો પાટવી |
| સુબોધસાગર | ... | ... | જસવતસિંહનો પ્રધાન |
| લાલજી | .. | ... | એક બારોટ કવી |
| અનીતીલાલ } | ... | ... | પાટવિસિંહના મિત્ર |
| સુમતીલાલ } | ... | ... | |
| જોશી | ... | ... | રાજ જોશી. |
| કુલક્ષણા | ... | ... | પાટવિસિંહની સ્ત્રી |
| રતિલાલ | ... | ... | કુલક્ષણાનો યાર. |
| હીરાવતી | ... | ... | જસવતસિંહની પુત્રી |
| સુલક્ષણા | ... | ... | હીરાવતીની સખી |
| માનસિંહજી | ... | ... | રામપુરનો પાટવી, પછી હીરાવતીનો સ્વામી. |
| વસ્તો ... } | ... | ... | રાજનગરના કોળી. |
| રણમલ ... } | | | |

३१८७५

# सत्यविजय नाटक.

## अंक १ लो.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—નાટકશાળા.

સુત્રધાર, વિદુષક, તથા શ્રોતાજનો.

**जगदिश्वरायनमः**

જુગદંબે—સ્તુતિ.

ભૂજંગી છંદ.

અહો અંબિકામાત તૂં શક્તિ સાચી,
કર્યા કામ તેનાં તુંને જેણે જાચી;
મુની દેવને દુઃખ જે [1]દુષ્ટ દેતા,
અહંકાર માંહી મચ્યા એ રહેતા. ૧
વળી રાક્ષસોએ ઘણાં પ્રાણિ માર્યા,
મુની દેવનાં દૂઃખ તેં દીલ ધાર્યા.
મુની દેવ પ્રાણી તણાં કષ્ટ કાપું,
[2]દનુજો [3]વિદારી ખરે શાંતિ આપું. ૨
વિચારી પછે કોપિયાં આપ માજી,
હથીઆર લીધાં પછી તૂંહિ ગાજી;
કર્યા સર્વ પૂરા વિચારો જે ધાર્યા,
ઘડી એકમાં રાક્ષસોને વિદાર્યા. ૩
કર્યાં કાંમ દેવો તણાં તેજ સારાં,
નહીં કાંમ એવાં બિજાથી થનારાં;
વળી વાંણિઆ જે વિદેસે રહીને,

---

૧ રાક્ષસ. ૨ રાક્ષસો. ૩ સંહારી.

ધણી લક્ષ્મિ પાંમ્યો ઘણાં કષ્ટ સૈને. ૪
પછી આવવા દેશ વીચાર કીધો,
વચ્ચે આવતાં સાગરે કોપ કીધો;
ડુબ્યૂં વાંણ સેઠે સુ વીચાર કીધો,
સ્તુતી બોલવા માજિનો પાઠ લીધો. ૫
મુખેથી સ્તુતી ભાખવા માંડિ જ્યારે,
દયા દીલ આંણી તમે માજિ ત્યારે;
કર્યા સર્વ પૂરા વિચારો જે ધાર્યા.
થઈ સ્હાય એનાં તમે વાંણ તાર્યા. ૬
નવો ગ્રંથ દેસી સુબંધુ હિતાર્થે,
રચું આંણિ પ્રીતી જનોના સુભાર્થે;
થજો સ્હાય માજી વિનંતી કરૂંછું,
વદી એમ આ ગ્રંથ હું આદરૂંછું. ૭

## પુનઃ ત્રીભંગી છંદ.

જય સુખ કરનારી, દુખ હરનારી, જનની મારી, તું સારી;
[1]હરિ આસનકારી, ત્રીસુળ ધારી, દનુજ વિદારી, મન પ્યારી;
જાઊં બલિહારી, વારમવારી, આશા ધારી કિરતારી.
સ્તુતી કરૂં તારી, [2]કિંકરધારી, દમતિ સારી, [3]તું જારી. ૮

## દોહરો.

એવી મારી માતને, નમન કરૂંછું આજ;
ગ્રંથ નવો આ આદરૂં, સફળ કરો મુજ કાજ, ૯

સુત્રધાર—(મંગળાચરણ થઈ રહ્યા પછી પાસે આવિને) અહો વિદ્વાંનજનો! આપ સાહેબોને આ સ્થળે એક ચિત અને ખરા ઉમંગથી બીરાજેલ જોઈ, મને અતિ હર્ષ ઉત્પન્ન થયો છે. તે મારા મનરૂપી પાત્રની અંદર ન સ-

---

૧ વાઘ. ૨ દાસ. ૩ હમેશાં ચાલું.

માત્રાથી ઢોળાયા વિના રેહેતો નથી. આર્ય બાંધવો! આપ જેવા ઉમંગી સજ્જનોને આ સ્થળે પધારવા વિનંતી કરવાનો મારો ફક્ત એટલોજ હેતુ હતો કે, આજ આ સ્થળે "સત્યવિજય" એ નામનું નાટક ભજવવાનું છે. જેમાં વિદ્વાન માબાપ પોતાની પુત્રીના સુખાર્થે, લોકોના ફિટકારથી ન ડરતાં અસલની રીતથી કેવી રીતે સ્વયંવર લગ્ન કરેછે? સ્ત્રી અવિદ્વાંન હોવાથી તેને કેવાં કેવાં કુકર્મ સુઝે છે? અને એક નિચજનથી પ્રિતી કરે છે. પોતાના વિશ્વાસુ પતિને કેવી રીતે ભમાવે છે? આ વાત તેની નણંદના જાંણવામાં આવે છે, તેથી તેને મારવા કેવા કેવા પ્રયત્ન કરે છે? પરંતુ છેવટે સત્યનો જય થઈ, દુષ્ટ કાંમ કરનારને પોતાના યારનું માથું કપાવી, કેવી રીતે નાસવું પડે છે? ને કેવી રીતે પ્રાંણાંત આવે છે? પત્નિવ્રત પુરૂષને પોતાની સ્ત્રી સાથે કેટલો પ્યાર હોયછે? સતી પોતાનું શીઅળ સાચવવા કેવાં કેવાં કષ્ટ વેઠે છે? અને છેવટે પોતાના સત્યાધારે કેવી રીતે સાક્ષાત ઈશ્વર પ્રસંન થઇ દરશન દેછે? અને પોતાના પ્યારા પતિનો મેળાપ કરાવેછે? વિગેરે ઉપયોગી બાબતનો દેખાવ આપવામાં આવશે, તો આશા છે કે જોવા પધારેલ દરેક સજ્જન આદિથી તે અંતસુધો એક ચીત્ત જોવા કૃપા કરશે.

વિદુષક—(વિચિત્ર ચહેરે એકદમ પ્રવેશ કરીને) અરે ઓ મૂર્ખ! તું કોણ છે? આટલાં બધાં માણસ ભેગાં કરી શું કરેછે?

સુત્રધાર—અરે ભાઈ! આ સઘળા સજ્જનો તો અત્રે નાટક જોવા પધારેલ છે. પણ તું કોણ છે?

વિદુષક—શું, નાક કપાવવા આવેલ છે! ત્યારે તો વૈદ્યની પણ રોજી વધશે!

સુત્રધાર—અરે મુર્ખ! એ તો અત્રે "નાક કપાવવા નહીં," પણ નાટક જોવા આવેલ છે.

વિદુષક—શું, નાટક જોવા પધાર્યા છે? ત્યારે અત્યાર સુધી "નાક કપાવવા નાક કપાવવા" શું કરતો હતો. બોલ ફી કેટલી લેછે? ઓછી લે તો આપણે પણ પધારીએ.

સુત્રધાર—અરે ભાઈ! તારે ઓછા પૈસામાં જોવું હોય તો જમીન ઉપર બેસજે.

વિદુષક—ઓછા તે કેટલા? અડધો પૈસો, પૈસો, કે બે પૈસા?

સુત્રધાર—અહીં બજાણીઆ નથી રમતા, કે પૈસો બે પૈસામાં જોવા આપે. અહીં તો જમીન ઉપર બેસવાના પણ ચાર આના લાગેછે.

વિદુષક—અલ્યા! જમીનથી નીચે બેસું તો શું લઇશ!

સુત્રધાર—યાર! તુંતો માથાકુટીઓ જણાય છે. જમીનથી તે નીચે ક્યાં બેસતો હતો?

વિદુષક—(જોવા આવેલ જનો પ્રત્યે,બે હાથ ઉલાળીને) "માથાકુટીઓ માથાકુટીઓ" તમને તો અહીં માથાં કુટવા બોલાવેલ છે! નાટક જોવા નથી બોલાવ્યા.

સુત્રધાર—(તેને ધક્કો મારીને) જા, જા! અહીં તારૂં શું કામ છે?

વિદુષક—સાપ તુને તારો બાપ! સીધું બોલ નહીં તો હમણાં મારૂંછું થાપ? તું જાણતો હઇશ કે "અહીં" કહું એટલે નહી સમજે. પણ બંદાતો અઢારે કલમો જાણેછે, તે સમજ્યાવિના કેમ રહું, (જવા માંડેછે.)

સુત્રધાર—(તેને પકડીને) અલ્યા! તને મફત જોવા આપું, પણ હું કહું તે કરીશ?

વિદુષક—અરે ભાઈ! તું જોવા આપે તો કહે તેમ કરૂં.

સુત્રધાર—તારી વાંણીમાં કાંઈક હાગ્ય રસ છે; તેથી તું અત્રે રહી જોવા આવેલ (શ્રોતા સાંમી આંગળી કરીને) આ સજ્જનોનાં મનરંજન કરોશ?

વિદુષક—યાર! હુંતો બ્રાહ્મણછું. તે મારાથી રંડન ન થાય. બીજું તું કહે તે કરૂં.

સુત્રધાર—અરે ભાઈ! રંડંન નહીં પણ રંજન, એટલે ખુશ. હવે સમજ્યો? કેમ મરજી છે!

વિદુષક—હા યાર! એતો મારૂં કામ.

સુત્રધાર—ચાલ ત્યારે (બંનેજણ જાયછે.)

---

# પ્રવેશ ર જો.

સ્થળ—કુલક્ષણાનો મહેલ.

**કુલક્ષણા, અને દાસી, પછીથી રતીલાલ, હીરાવતી, અને પાટવીસીંહ.**

કુલક્ષણા—પ્રીયા દાસી! જોને, આ પુનમનો શશિ શીરપર બીરાજેલ છે, તેના તેજવડે આ મહેલની બારીઓના કાચ કેવા દિપે રહ્યાછે? પવન કેવો સુગંધી અને ટાઢો આવે છે! શું, આ વખતતે મારો પ્યારો રતિલાલ અત્રે હોય તો, મારા સુખનો પાર રહે? પણ અફસોશ! તેના શીવાય ચંદ્ર અને પવનની શીતળતા મને અગ્નિ રૂપ થઈ પડી છે.

દાસી—રાણીસાહેબ! આપે મને પહેલેથી કહ્યું હોત તો, હું એમને ગમે ત્યાંથી બોલાવી લાવત. પણ અફસોસ! આ વખતે મધ્યરાત્રી ગઈ છે, તેથી મારો ઉપાય નથી.

કુલક્ષણા—હે પ્રીયા! શું, તારા મુખમાંથી નકાર નીકળે એ સારૂં કહેવાય? વિચાર કર કે, તારા શીવાય અત્યારે

મારી પાસે બીજું કોણ છે ? કોઈ નથી. ત્યારે શું, તું મારૂ કામ કરવા પાછી પાની કરીશ? જો તે અત્યારે નહી આવે તો, મને સુખે નિંદ્રા પણ આવવાની નથી. (મન પ્રત્યે) વહેલા પધારવા માટે મેં એમને કહ્યું તો હતું, પણ હજુ સુધી કેમ નહીં આવેલ હોય? (રતિલાલ પ્રવેશ કરે છે એટલે આશ્ચર્યતાથી ચાસન) અહાહા! ત્રણ દીવસના ભૂખ્યા ને અચાનક મિષ્ટાન મળ્યાથી જેટલો આનંદ પેદા થાય, તે કરતાં પણ અધિક આનંદ મને આપનાં દરશન કરવાથી થયો છે. મારૂ પણ પૂર્ણ ભાગ્ય, નહીતો અત્યારે હું જેની રાહ જોતી હતી તે ક્યાંથી મળે? પ્રાણપ્રિય રતિલાલ! કેમ ખુશીમાંછો ?

રતિલાલ—હે મૃગલોચની! તમે મારાપર જેટલો પ્યાર રાખોછો, તે કરતાં પણ હું તમને વધારે ચાહુંછું. પણ દીલગીર! આ વાત પાટવીસિંહ, હીરાવતી, કે કોઈ બીજા માંણસના જાણવામાં આવે તો, મારે કે તમારે જીવવા દહાડો રહે નહી. હે પ્રીયાં! એમ છતાં તારા પ્યારને ખાતર હુ મોતથી પણ ડરતો નથી.

કુલક્ષણા—પ્રિય રતિલાલ! આપને બીલકુલ ડરવું નહી. હીરાવતીનું કોણ સાંભળે છે? અને એતો હું કહું તે હાએ હા કરેછે; માટે આપને કશી વાતના ફીકર રાખવી નહી.

રતિલાલ—પ્રિયા! મને તારો ભરોસો છે. (યાદ આવવાથી) હજુ સુધી પાટવીસિંહજી કેમ નથી પધાર્યા?

કુલક્ષણા—જાદુગરલોકોની રમત જોવા ગયાછે તે સવારે આવશે, માટે આપ શાન્ત મને બેસો. કેમ ચોપટ રમશું?

રતિલાલ—પ્રિયા! મને બહુજ નિંદ્રા આવે છે, માટે હમણા નિદ્રાવશ થઇએ. પછી રમીશું. (બંનેજણ હાસ્યવિનોદ કરતાં નિંદ્રાવશ થાય છે. મોડા સુઈ રહેવાથી પહોર

દીવસ ચડે ઉઠેછે એટલે) પ્રિયા ! દીવસ બહુ ચઢી ગયોછે, માટે મને રજા આપોતો સારૂં.

કુલક્ષણા—એક ચોપટ રમ્યાબાદ સુખેથી પધારો. દાસી ! ચોપટ લાવ્ય (દાસી આપેછે અને બંનેજણ રમે છે, એટલામાં હીરાવતી પ્રવેશ કરેછે.)

હીરાવતી—ભાભી ! મારો પ્યારો બંધવ ક્યાં ગયેલછે ?

કુલક્ષણા—(ગૂસ્સાના આવેશમાં) મને ખબર નથી. તારો ભાઈ જ્યાં જાયછે ત્યાં મને કહીને જાયછે ? (વિગેરે અપશબ્દ કહેછે, તેથી હીરાવતી કંઈ પણ ન બોલતાં જાયછે એટલે ) પ્રિય રતિલાલ ! કહેતાંતો જીભ ઉપડતી નથી, પણ લાચારીથી કહેવું પડે છે. હીરાવતીએ આપને જોયેલ છે, તેથી તે અન્ય માણસને તેડી લાવશે, માટે હમણા આપ પધારો. હે પ્રિય ! હું થોડા વખત પછી દાસીને બોલાવવા માટે મોકલીશ, ત્યારે પધારજો.

રતિલાલ—બહુસારૂં, (જાયછે)

કુલક્ષણા—(પાટવીસિંહ પ્રવેશ કરેછે એટલે) આવો આવો પ્રાણનાથ આજ મોડા કેમ પધાર્યા ?

પાટવીસિંહ—પ્રિયા ! બાગમાં ફરવા ગયા હતા. અહા ! શી વસંત ખીલી છે ! હુંતો જોઇનેજ દિંગમૂઢ થઈ ગયો ! બાગમાંથી નીકળવાનું પણ મન થતું નહોતું. પણ વારંવાર તારો પ્યાર યાદ આવવાથી, બાગનો પ્યાર પડતો મૂકી અહી આવ્યો, તો પણ તું મોડા આવવાનું કહેછે ?

કુલક્ષણા—(મનમાં) હીરાવતી રતિલાલને જોઇ ગઇછે તે વાત કરશે. માટે "પાણી પહેલી પાળ બાંધુતો ઠીક"

પાટવીસિંહ—કેમ પ્રિયા ! શા વિચારમાં પડી.

કુલક્ષણા—કંઈ નહી પ્રાણનાથ ! નાદાન વાત કહી આપના જીવને ઉદાસીમાં નાખવો એ મને ઘટે નહી.

પાટવીસિંહ—પ્રાણવલ્લભા! તું અંતરની વાત મને નહી કહે, ત્યારે કોને કહિશ? તને મારાથી બીજું કોણ વહાલું છે? માટે કહે.

કુલક્ષણા—પ્રાણનાથ! કહેવાનેતો લાચારછું, પણ આપનો અત્યાગ્રહ જોઈ કહુંછું. અત્રે હીરાવતી આવ્યાં હતાં, તેમણે મને વિના કારણે કેટલીક ગાળો દીધી; અને કહેતાં હતાં કે અહીંથી જઇનેજ "કુલક્ષણાએ અન્ય પુરૂષથી પ્રિતી મેળવીછે." એવી વાત ફેલાવુંછું,

પાટવીસિંહ—હે ચંદ્રવદની! તું શા માટે ચિંતા કરે છે. તેં મને અગાઉથી ચેતાવ્યો છે, માટે કાંઈ ફીકર નથી. હું એનું કહ્યું સત્ય કરિ માનવાનો નથી.

કુલક્ષણા—અહો પ્રાણવલ્લભ! મને આપનો પુરો ભરોસો છે જમવાનો વખત થયોછે માટે પધારશો?

પાટવીસિંહ—હા ચાલો! (બને જાયછે)



# પ્રવેશ ૩ જો.

સ્થળ—જસવતસિંહનો ખાનગી મહેલ.

સુરેખા પછીથી જસવતસિંહ,

સુરેખા—(એકલી) પ્રાણનાથને આવવાનો વખત વિતિ ગયોછે, પણ હજુ સુધી કેમ નહી આવેલ હોય? અરે! એમના વિના આ મહેલ પણ મને કાળરૂપ લાગેછે. (જસવતસિંહ પ્રવેશ કરેછે.) ઘણી ખમા! ઘણી ખમા! પધારો પ્રાણનાથ! (રાજા બેસે છે એટલે.) પ્રાણવલ્લભ! આજ મોડા કેમ પધાર્યા? શું, દાશી ઉપર કંઈ ગુસ્સો આવ્યો છે? જો તેમ હોયતો તે તાકીદથી કહી દેશો. મેં જાણીજોઇને ગુસ્સો કરવા યોગ્ય કામ કર્યું નથી. પરંતુ અજાણતા થયું હોય તો તેની ક્ષમા આપશો.

જસવતસિંહ—પ્રિયા! વાહ! આમ ઘેલું ઘેલું શું બોલે છે. શાણી! તરામાં કયું અપલક્ષણ છે? કે હું ગુસ્સો કરૂં તારા જેવી સદ્‌ગુણી સ્ત્રી મને મળીછે, તેથી હું ઈશ્વરનો પાડ માનુંછું. પ્રાણપ્રિયા! કચેરીમાં જરા કામ હતું તેથી મોડું થયું.

સુરેખા—પ્રાણવલ્લભ! શું કામ હતું?

જસવતસિંહ—ચંદ્રવદની! સાંભળ. મોહનપુરના રાજા અજીતસિંહની પૂત્રીનો વિવાહ છે. ત્યાંથી કુંકોત્રી લઈ માણસ આવ્યું હતું. ત્યાં કોને કોને મોકલવા તેના વિચારમાં, આવેલા માણસને શીરપાવ આપતાં, અને પ્રત્યુતર લખી આપતાં જરા વિલંબ થયો.

સુરેખા—(યાદ આવવાથી) પ્રિય! આપ હીરાવતીના વીવાહનો વિચાર કેમ કરતા નથી? એની ઉમરનો પણ વિચાર આપને નથી આવતો?

જસવતસિંહ—પ્રાણવલ્લભા! મારા મનમાં પણ એજ વિચાર ભમ્યા કરેછે. એના યોગ્ય પતિની હું ખોળ કરૂંછું. પણ કૂળ, રૂપ, અને વિદ્યા; એ ત્રણેમાં ચઢીઆતો મારી નજરે કોઈ મળી આવતો નથી.

સુરેખા—પ્રાણાધિક! તપાસ કરવાની શી જરૂર છે? મારો વિચાર ભૂતકાળની રીત પ્રમાણે સ્વયંવર લગ્ન કરવાનો છે. પછીતો આપની મરજી.

જસવતસિંહ—પ્રિયા! તારો વિચાર ભંગ કરવા હું ચહાતો નથી, પણ તેમ કરવાથી આપણી નિંદા થશે. કારણ એ ચાલ જડમાંથી નાશ પામ્યોછે.

સુરેખા—શું, આપ આપની પૂત્રીનું સારૂં કરતાં લોકોના ફીટકારથી ડરોછો? કદાપી આપ સ્વયંવર લગ્ન નહી કરો, અને વિદ્વાનને પરણાવશો તો કૂળનો વાંક કાઢી નિંદશે.

કુળ જોઈ પરણાવશો તો ગૂણ કે રૂપ રહીત છે એમ. કહી નિંદશે. ત્યારે શું, "ગામના મોઢે ગરણું બાંધશો ?" કે રૂપ, ગુણ અને કૂળ; એ ત્રણેમાં ચઢતો ગોતી કાઢશો ? પ્રાણનાથ ! વિચારતો કરો, કે જે કુળવાન હોયછે તે ઘણુંકરી ભણતા નથી. ત્યારે શું, આપ અભણને પરણાવશો ? અરે ! તેમ કરવા છતાં પણ આપ નિંદ્યાથી મૂકત થાઓછો ? નહીં ! નહીં ! ! આપ આપની પૂત્રીનું સારૂં કરો, અથવા ખોટું કરો; પણ નિંદ્યાથી મૂકત થવાના નથી. ત્યારે નિંદ્યા અને પૂત્રીનું દુઃખ બંને શામાટે વોરી લ્યોછો ? અહો પ્રાણવલ્લભ ! આપ જેવા સમજુને વધારે કહેવા દાસી અશકત છે.

જસવતસિંહ—પ્રિયા ! તારાં વચન સાકર કરતાં પણ વધારે મિષ્ટ લાગેછે. તું લેશમાત્ર ફીકર કરીશ નહી. હું પ્રધાનજીને પૂછી એનો વિચાર કરીશ. કચેરીનો વખત થઈ ગયોછે, માટે હમણા જાઊછું.

સુરેખા—પધારો પ્રાણનાથ ! પણ હવે દરશન દઈ ક્યારે દાસીને પવિત્ર કરશો ?

જસવતસિંહ—પ્રિયા ! હમેશના વખતે જરૂર આવીશ.

( બંનેજણ જૂદાં પડેછે )

—⁂—

## પ્રવેશ ૪ થો.

સ્થળ—હીરાવતીનો મહેલ.

હીરાવતી અને સુલક્ષણા.

હીરાવતી—પ્રિય સખી સુલક્ષણા ! મારા પ્યારાબંધવ પાટવીસિંહને મહેલે, હું તેને મળવા ગઈ હતી. ત્યાં તેની સ્ત્રી એક અન્ય પુરૂષ સાથે ચોપટ રમતી હતી. મને જોઈ

તેનાં નેત્ર રૂધીરરંગે થઈ ગયાં, અને એકદમ ગાળો દેવા માંડી. તેથી વધારે તપાસ ન કરતાં તરત હું પાછી વળી, પણ મનમાંથી ઓજો જતો નથી. સખી! હું ખાત્રી પૂર્વક કહુંછું, કે તે અમારા બાપદાદાનું નામ બોળશે. અરેરે! ભાઈ પણ એના વિશ્વાસે રહ્યો છે, તેથી તે વધારે દૂષ્ટ કામ કરશે એમાં શો સંદેહ!

દોહરા.

સાંભળ સખી સુલક્ષણા, મુજ હૈયાની વાત;
કુળરૂપિ ક્ષેતર બાળશે, પાવકરૂપ એ જાત. ૧૦
કેમ કરૂં ને ક્યાં જઉં, નથિ મારો ઊપાય;
કુજાત વશ બાંધવ પડ્યો, કેમ કરિ છુટો થાય. ૧૧

અરેરે! હું આ વાત મારા બાંધવને કહું, અને તે એ દુષ્ટને કહે, તો વળી મને ગાળોનો ઘન વરસાડે. હાય હાય! દુષ્ટે ભાઇને પણ મોહજાળમાં નાખ્યો છે. શું, આ વાત મારા પ્યારા બાંધવ, માતુશ્રી, કે તિર્થરૂપના જાણવામાં આવશે, ત્યારે તેઓને ઓછી દિલગીરી થશે?

સુલક્ષણા— દોહરા.

સાંભળ હીરા બહેન તું, વાત કહું હું એક;
કરશે તેવું ભોગવે, શાસ્ત્ર તણો એ ટેક. ૧૨
તારી રોકી નહીં રહે, જેને પડિ કૂટેવ;
દિલગીરી શાને કરે, તુ શીવજીને સેવ. (જે) ૧૩

અહો વહાલી બેન! તું ગમેતેટલી દિલગીર થઇશ, પણ એ તને મનાવવા નહી આવે. તેમજ પોતાની કુટેવ પણ નહી છોડે. (યાદ આવવાથી મન પ્રત્યે) અહા! હવે ઠીક થયું. એના વિવાહની વાત પુછીશ તો, એની સઘળી ઉદાસી નાશ પામશે. (પ્રગટ) વહાલી બેન! અત્યારે તને મળવા હું ઘેરથી આવતી હતી, ત્યારે રસ્તામાં "દરબારમાં વિવાહ

છે. આપણા રાજાની પૂત્રીનાં લગ્ન છે" વીગેરે વાતો છોકરાં કરતાં હતાં. તારી ઉમરનો વિચાર કરતાં એ વાત સાચી સંભવે છે. જો કદાપી સાચી હશે તો માજી મને પૂછશે. માટે "પાણી પહેલી પાળ બાંધવી" એ કહેવતને અનુસરી હું તને પુછું છું કે તું સ્વયંવર લગ્નથી ખુશ છે કે તારા જનની જનકેજ ધારે તેનાથી ખુશ છે?

હીરાવતી—સખી! ઇચ્છાવર સમાન સુખ છે? આ બાબતમાં હું શરમ રાખું, અને કદાપી અભણ, બગ્રી, કે કંઈ પણ ખોડીલો સ્વામી મળે તો જન્મ દુઃખ ખરૂં કે નહી?

સુલક્ષણા—વહાલી બેન! તું ઇચ્છાવર વરે તો રામપૂરનો પાટવી વિદ્વાનછે. તેણે સ્ત્રી પુરૂષના પ્યાર વિશે એક પુસ્તક બનાવ્યું છે, જેની અંદર પુરૂષ ને સ્ત્રીનો વિયોગ સહન ન થવાથી એક પત્ર લખ્યો છે, તેની સારી જુક્તિ કરી છે. એ પુસ્તક મારા હાથ આવવાથી મેં તે પત્ર માંહેલો કુંડળિઓ ઉતારી લીધોછે, તે આ રહ્યો. (આપેછે.)

હીરાવતી—વાંચે છે.

કુંડળીઓ.

"પ્રિયા પ્રિયા મુખથી કરૂં, માળ જપું તુજ નામ;
"તોપણ તું જડતી નથી, ગોતી ગામે ગામ;
ગોતી ગામે ગામ, હવે નથી રહેવાતું;
"ભોગી થા આ ઠામ, મને દુખ નથી ખમાતું;
"જળ વીના જિવ જેમ, રહી એકે નથી શકયા;
"તુજ વીના હું તેમ, માટે જપું પ્રિયા પ્રિયા. ૧૪

(છાતી સાથે દાબીને.) અહા સ્વામીનાથ! હું તમારી અર્ધાંગના થઈ ચુકીછું. માટે જેમ બને તેમ દાશીની વારે સ્વયંવર લગ્નમાં વહેલા પધારજો.

સુલક્ષણા—સખી! સખી! આ શું તોફાન માંડ્યું છે. કદાપી તારાં માત પિતા સ્વયંવર લગ્ન ન કરતાં પોતાની મેળે પરણાવશે તો, તને તારી આવી નકારો ચાલ વીશે પસ્તાવો થશે; માટે ફરીથી બોલીશ નહી.

હીરાવતી—સખી! સારાં માણસ ને સ્વામી તેમજ પતિ એકજ હોય છે. તે તું નથી જાણતી? હું ખાત્રીથી કહુંછું કે એના શીવાય આ જગતમાં જે જે પુરૂષ છે, તે મારે બાંધવ અને પિતા તુલ્ય છે.

સુલક્ષણા—બેન! જેવી મરજી. આવ્યાને ઘણો વખત થયો માટે રજા લઉંછું.

હીરાવતી—સખી! રજા માગી હોતતો નાએ પાડત. પણ આતો લીધી, એટલે લાચારછું. વહાલી સખી! હવે તું મને ક્યારે દરશન દઇશ? અને મારા પ્યારા પ્રાણનાથનાં ક્યારે કરાવીશ? તે કહેતી જા.

સુલક્ષણા—હું કાલ તારી પાસે આવીશ, અને એ બાબત વિશે આપણે તપાસ કરશું; પણ હમણાતો માજી પાસે જઈ આવું. (બને જૂદાં પડેછે.)

—

# પ્રવેશ ૫ મો.

સ્થળ જસવતસિંહનો ખાનગી મહેલ.

**સુરેખા પછીથી સુલક્ષણા, ને જસવતસિંહ.**

સુરેખા—(એકલી) કચેરીનો વખત થઈ ગયો છે, પણ હજુ સુધી પ્રાણનાથ કેમ નહી આવેલ હોય? (સુલક્ષણાને આવતી જોઇને) આવ આવ સુલક્ષણા! પ્રાણનાથને સંભારતાં પ્રાણાધિક આવી. બેસ. (બેસેછે) પ્રીય સુલક્ષણા! હવે થોડા દહાડામાં હીરાવતીનાં લગ્ન કરવાનો મારો

વિચારછે. પણ તે સ્વયંવર લગ્નથી ખુશ છે ? કે ચાલતી રૂઢી પરમાણે કરવાથી ખુશ છે ? તે તું પુછી મને જવાબ આપજે.

સુલક્ષણા—માજી ? એ વાત મેં કાલ સાંભળી હતી. અને આપ પુછશો એવું અનુમાન કરી હીરાવતીને પણ પુછયું હતું, ત્યારે તેણે સ્વયંવર લગ્નમાં ખુશી બતાવી હતી. પછીતો આપની મરજી.

**સુરેખા**—પ્રાણાધિક સુલક્ષણા ! મારો પણ એજ વિચાર છે. કારણ-એને અને અમને સ્વયંવર લગ્નથી જેટલો લાવો પહોચે, તેટલો બીજી રીતે પહોચવાનો છે ? (જસવતસિંહ પ્રવેશ કરે છે એટલે) પધારો પ્રાણનાથ ! (બેસે છે) આપે હીરાવતીના વિવાહ વિશે શો વિચાર કર્યો?

**જસવતસિંહ**—પ્રીયા ! મેં પ્રધાનજીને પુછયું હતું. તેમણે "સ્વયંવર લગ્નમાં ઘણો ખર્ચ, તેમજ મોટા મોટા રાજાઓથી અપ્રિતિ થશે" એવો મત આપ્યો હતો, તેથી આપણેજ લગ્ન કરવાનો મારો વિચાર છે. હું તપાસ કરી એના યોગ્ય પતિ શોધી કાઢીશ. તું ફીકર કરીશમાં.

**સુરેખા**—પ્રાણાધાર ! **"વિવાહ સમાન હર્ષ નહી, ને મુવા સમાન શોક નહી."** એ કહેવત પ્રમાણે આપને આનાથી વિશેષ કયો હર્ષ છે ? કે ખર્ચ કરવાથી ડરોછો. સમજુ રાજાથી અદાવત નહી થાય, પણ દૂર્યોધન જેવા મદાંધ રાજાથી થશે; તો તેને માટે ફીકર નથી. એના જેવા અદાવત કરી વેગળા રહેશે, તેથી તેની કુબુદ્ધિ આપણા શહેરમાં આવશે નહી; એટલો ફાયદો માની લઈશું. આપ યોગ્ય પતિ ગોતી આપશો, અને સ્ત્રી ભરથારને રાજી ન આવી, ત્યારે શું કરશો ?

રામાયણમાં સીતાએ, અને મહાભારથ દ્રુપતિ આદી

સ્ત્રીઓએ સ્વયંવર લગ્ન કર્યાં છે. તેમજ નળાખ્યાનમાં દમયંતીએ સ્વયંવર લગ્ન કર્યુંછે. ત્યારે શું તેઓ મૂર્ખ હશે, કે તેઓના માત પિતા મૂર્ખ હશે ? પ્રાણનાથ ! કાંઇકતો વિચાર કરો !

જસવતસિંહ—અહો ચંદ્રવદની ! મીઠાસ ભરેલાં તારાં વચનો સાંભળી, મારા હર્ષનો સુમાર રહેતો નથી. અહા ! શી તારી અકલ ! કેવું મીષ્ટ બોલવું ! બસ બસ ! હદ થઈ. પ્રાણપ્રિયા ! તારી મરજી સ્વયંવર લગ્ન કરવાનીછે, માટે હું દેશોદેશ કંકોત્રી લખાવી, મોટા મોટા રાજાઓના પાટવીને બોલાવુંછું.

સુલક્ષણા—(મનમાં) અહા ! શી માજીની અકલ છે ! ઘડીક વારમાં ચોગઠું બેસારી દીધું. અહો વિશ્વેશ્વર ! તેં દુનિયામાં આવાં સ્ત્રીરૂપી રત્નની ખામી કેમ રાખી છે ? હીરાવતીએ રામપુરના પાટવી સાથે વરવા નિશ્ચય કર્યું છે. જસવતસિંહજી મહારાજ મોટા મોટા રાજાઓના પાટવીને બોલાવવા વિચાર કરેછે. રામપુરનું રાજ્ય નાનામાં ગણાય છે, માટે કાંઇક પેરવી કરૂંતો ઠીક. (ચાશન) પિતાજી ! “રામપુર”નું રાજ્ય મોટામાં ગણાયછે કે નાનામાં ? ત્યાંનો પાટવીતો વિદ્વાન છે.

જસવતસિંહ—વહાલી પૂત્રી ! રાજ્યતો નાનામાં ગણાય છે, પણ પાટવી વિદ્વાનછે માટે બોલાવશું.

સુલક્ષણા—પિતાજી ! રજા લઉંછું. (જાયછે)

સુરેખા—પ્રાણનાથ ! ભોજનનો વખત થયો છે, માટે પધારશો ?

જસવતસિંહ—હા-ચાલો. (બંને જાય છે)

—❧—

# પ્રવેશ ૬ ઠો.

સ્થળ પાટવીસિંહનો ખાનગી મહેલ.

**પાટવીસિંહ પછીથી અનીતીલાલ, અને સુમતીલાલ.**

પાટવીસિંહ—(અનીતીલાલને આવતો જોઇને.) આશ્ચર્ય મીસ્તર અનીતીલાલ! ક્યાં ગયા હતા અને અત્રે કેમ પધારવું થયું?

**અનીતીલાલ**—સાહેબ! અહીં થઇને ઘેર જતો હતો, પણ આપ યાદ આવવાથી મળવા તથા એક વાત કહેવા આવ્યોછું. ગુસ્સે ન થાઓતો કહું.

પાટવીસિંહ—યાર! મિત્ર ઉપર તે શું ગુસ્સે થવાનુંછે! એમ છતાં વિશ્વાસ ન આવેતો લે વચન આપું. (આપેછે)

**અનીતીલાલ**—સાહેબ! મારા સાંભળવામાં આવ્યુંછેકે આપની અર્ધાંગનાએ અન્યથી પ્રિતી કરીછે!!

પાટવીસિંહ—અનીતીલાલ! મેં તમને વચન આપ્યું, એટલે તમે નિર્ભય થઇ ક્રૂર શબ્દરૂપી બાણથી મને વિંધવા ધારોછો, એ સારૂં નથી કરતા.

**અનીતીલાલ**—સાહેબ! ભુલી ગયો, માફ કરજો. મિત્ર ધારી કહેવા આવ્યો એટલે, "મકરૂ કાઢતાં પેસે ઉંટ" એમ બન્યું.

પાટવીસિંહ—(મનમાં) સ્ત્રી ચરિત્રના ભેદ ન્યારા છે. તે કોઇએ કળ્યા નથી, તેમ કળવાના પણ નથી; માટે તપાસતો કરવો. (ચાહીને) અનીતીલાલ! તમને આ વાત કોણે કહી? મારાં ભાભી સાહેબે?

**અનીતીલાલ**—હાજતો. એના વીના બીજાું કોણ કહે.

પાટવીસિંહ—એતો બેનની પક્ષમાં રહી એને દુઃખ દેવા ચાહેછે. પણ હું એવો મૂર્ખ નથી, કે આવી ખરાબ વાતને વગર તપાસ કરે ટેકો દઉં.

અનીતીલાલ—સાહેબ! મારા મહેરબાન! આપ કાં. ઇકતો વિચાર કરો. જેરા આપની સ્ત્રી સતિછે એમ આપ ધારો, તોપણ શાસ્ત્રમાં કહ્યુંછે તે સાંભળો.

श्लोक-

नदीनांचनखीनांच, शृंगिणांशस्त्रपाणिनां;
विश्वासोनैवकर्तव्यः, स्त्रीसुराजकुलेषुच. १

અર્થ—નદીનો, નખવાળાં જાનવરોનો, તેમજ શીંગડાવાળાં જાનવરોનો, હમેશ હાથમાં શસ્ત્ર ધરનારનો, સ્ત્રીનો, અને રાજાના કુળના માણસોનો વિશ્વાસ કોઈ દહાડો કરવો નહી.

પાટવીસિંહ—ઠીક, એમછે ત્યારે હું તપાસ કરીશ.

અનીતીલાલ—સાહેબ! તમારી મરજીમાં આવેતો કરજો. પછી મારા માથે દોષ મુકશો નહી. (સુમતીલાલને આવતો જોઇને મનમાં) હવે આપણું બીલકુલ ચાલવાનું નથી, માટે માન સહીત જવું એજ બહેતર છે. (ચાસન) સાહેબ! હું રજા માગુંછું.

પાટવીસિંહ—ભલે-જેવી મરજી—પધારજો—(જાય છે અને સુમતીલાલ આવેછે એટલે) આઇયે બાંધવ! ઘણે દીવસે દરશન દીધાં!

સુમતીલાલ—આપ સમજુ માણસ થઈ આવાં અઘટીત વચન વદો એ સારૂં ન કહેવાય. મેં ચાર દીવસ થયાં આપનાં સૂર્યસમમૂખનાં દરશન કર્યાં નહોતાં, માટે અત્યારે દરશનાર્થે આવ્યોછું.

પાટવીસિંહ—વાહ યાર! શી બોલવાની છટા છે!! બેસો. (બેસેછે.)

સુમતીલાલ—સાહેબ! અત્રે અનીતીલાલકેમ પધાર્યાહતા?

પાટવીસિંહ—અરે ભાઈ! એ દૂષ્ટે મને શબ્દરૂપી બાણથી વિંધી નાખ્યો.

સુમતીલાલ—શું! આપને ગાળો દીધી?

પાટવીસિંહ—યાર! ગાળોતો સારી. પણ એતો એમ કેહેતો હતોકે "તમારી અર્ધાંગનાએ અન્ય સાથે પ્રિતી કરીછે."

સુમતીલાલ—અરે સાહેબ! એમતે હોય? તો પણ સાસ્ત્રમાં કહ્યુંછે.

### श्लोक.

अग्निरापःस्त्रियो मूर्खः, सर्पोराजकलानिच;
नित्यंयत्नेनसेव्यानि, सद्यःप्राणहराणिषट्. २

અર્થ—અગ્નિ, પાણી, સ્ત્રી, મૂર્ખ, સાપ, અને રાજા. એમનુ સેવન હમેશ યત્નથી કરવું. આળસથી કીધું હોય તો તેજ વખત પ્રાણ હરનારાં થાયછે. માટે એમની સાથે કોઈ દીવસ આળસથી રેહેવું નહી.

વાસ્તે બારીકીથી તપાસ કરશો, એટલે તરત માલુંમ પડશે-હું રજા માગુંછું."

પાટવીસિંહ—બહુસારૂં. સુખેથી પધારો. હું પણ જાઉંછું.

( બંને જાયછે. )

## પ્રવેશ ૭ મો.

સ્થળ—જસવતસિંહનો મહેલ.

**જસવતસિંહ, સુબોધસાગર, વિગેરે કચેરી મંડળ. પછીથી લાલજી બારોટ, તથા જોસીજી.**

જસવતસિંહ—પ્રધાનજી! હીરાવતીનાં સ્વયંવર લગ્ન કરવાનો મારો વિચારછે. માટે દેશોદેશ કંકોત્રી લખી રાજાઓના પાટવીને બોલાવો. અને લગ્ન તિથિ નિમિત કરવા જોશીજીને પણ બોલાવો.

સુબોધસાગર—(મનમાં) રાણીસાહેબે મહારાજાના દિલમાં બૂદ્ધિરૂપી ગોગડું બેસારી દીધું હોય, અને તે ન ઉખડે એટલા માટે તેને દૃઢતારૂપી ખીલા માર્યા હોય, એમ લાગે છે; માટે હવે આનાકાની કરવામાં સાર નથી. (આસન) જેવો પૃથ્વીનાથનો હુકમ. (સીપાઈ પ્રત્યે.) મીયાં! તુમ તાકીદસે જોશીબાવાકું બોલાલાવ.

સીપાઈ—અચ્છાસાબ. (જાયછે)

લાલજી બારોટ—(પ્રવેશ કરીને.)

કુંડળિયો.

ધન ધન તું ધરણીપતી, ધન તારો કિરતાર;
ધન ધન તારી માતને, ધન તારો અવતાર;
ધન તારો અવતાર, પ્રજાપર પ્રીતજ કીધી;
લીધી નવ તેં લાંચ, અવર નહિ લેવા દીધી;
સુધારા કર્યા ઘણા, રાજમાં રાખી નિજ મન;
પ્રજા સઉ આસિસદે, લક્ષ ફેરા ધન ધન. ૧૫

જસવંતસિંહજી—અહોહો! બારોટજી! ક્યારે આવ્યા?

લાલજી—પૃથ્વીનાથ! તરતજ આવ્યોછું. હજુ ઘેર પણ ગયો નથી.

જસવંતસિંહ—બારોટજી! કેટલાં વરસ મૂસાફરી કરી, અને કયા કયા દેશ જોયા?

લાલજી—પૃથ્વીનાથ! બરોબર દશ વરસ અને અઢી માસે આપનાં મૂખાર્વિંદનાં દર્શન કર્યાં. ઘણા ઘણા દેશ જોયા, જેનું યથાસ્તિત વર્ણન કરવા હું અસક્તછું; પણ મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે કહુંછું તે સાંભળો.

મનહર છંદ.

પો'લો ગયો કચ્છદેશ, ભૂજ સેર જોયું બેસ,
માંડવીની શોભા જોતાં, ઉર હર્ષ ધરેછે;

માંડવીથી બેશી વાણ, ગયો હું કરાચી જાણ,
ત્યાંતો કારીગરી લોક, બહૂ બહૂ કરેછે;
પછી બોટમાં બેશીને, મુંબઈ ગયો [1]હરશને,
વીજળીના દીવા બહુ, તેજવાળા બળેછે:
પછી આગગાડી બેઠો, મારવાડ માંહી પેઠો,
એ દેશની કારીગરી, ચિત મારૂં હરેછે. ૧૬
ઉજન ઈંદોર જોયા, મન તણા વે'મ ખોયા,
ત્યાંતો જાદુગર નામ; નક્કિ માર્યો જાયછે;
જેપૂર ને જોધપૂર. જ્યાં વસેછે ઘણા સુર,
એમને જોવાને ફરી, ચિત લલચાયછે;
પછી ગયો બનારસ, જ્યાં કારીગરીછે મસ,
સેલાં પાઘડી મંડીલ, વિગેરે વણાય છે;
એવા ઘણા દેશ જોયા, દિલના સંદેહ ખોયા,
એ સઘળું કેતાં મારૂં, ચિત હરખાયછે. ૧૭

જસવતસિંહ—વાહ વાહરે બારોટજી! ધન્ય તમારી ચપળતા!! કીધું કે તરતજ પદ્ય બનાવી વર્ણન કરી દીધું. સાસ્ત્રમાં પણ કહ્યુંછે—

## શ્લોક.

देसाटणंपंडितमित्रताच॰, वारिंगनाराजसभाप्रवेशः;
अनेकशास्त्राणिविलोक्यतानि,चातुर्यमूळानिभवंतिपंचः२

ટીકા—દેશને વિશે ફરવું, પંડીતની મિત્રાઈ કરવી, ગુણિકાને આવાસ જાવું, રાજસભામાં જાવું, અને બહુ શાસ્ત્રોનું અવલોકન કરવું; એ પંચ લક્ષણ ચાતુર્યતાને માટેજ રહેલ છે, એ સત્યછે.

સુબોધસાગર—(જોશીજીને આવતા જોઈને) આવો

---

1 ખુશીથી,

આવો જોશીજી! આજ આપનું પણ કામ પડયું છે.

જોસી—સાહેબ! મારા યોગ્ય જે કામ હોય તે સુખેથી ફરમાવો આજ્ઞાને આધીન છું.

સુબોધસાગર—મહારાજાને હીરાવતીનાં સ્વયંવર લગ્ન કરવાં છે, માટે સુભ મહુરત જૂઓ.

જોસી—બહુ સારૂં મહારાજ! (ટીપણું જોઈ તથા આંગળાના વેઢા ગણીને) રાજાધીરાજ! વૈશાખસુદ ૨ નો દીવસ ચોખ્ખો છે, માટે તે તારીખે લગ્ન કરવા મારો અભીપ્રાયછે. પછીતો આપની મરજી.

જસવતસિંહ—એમાં તે સી મરજી હોવીતી. બીજનાં નક્કી. સાક્ષાત્કારે જોશીજીનું કહેલ વચન ઉથાપન ન થાય? પ્રધાનજી! જોશીમહરાજ તથા બારોટને સેલાં, પાઘડાં, કડાં, કંઠી, વિગેરેનો શરપાવ આપો.

સુબોધસાગર—જેવી આજ્ઞા. (કહ્યા પ્રમાણે ઈનામ આપે છે.)

જસવતસિંહ—પ્રધાનજી! જમવાનો વખત થયો છે, માટે કચેરી બરખાસ્ત કરો.(સર્વે પોત પોતાને સ્થળે જાયછે.)

# પ્રવેશ ૯ મો.

સ્થળ—હીરાવતીનો મહેલ.

**હીરાવતી અને સુલક્ષણા.**

હીરાવતી—(સુલક્ષણાને આવતિ જોઇને) આવ આવ સખી સુલક્ષણા! ક્યાંથી આવી!

સુલક્ષણા—પિતાજીએ તારા માટે રચાવેલ સ્વયંવર મંડપ જોવા ગઈ હતી, ત્યાંથી અહીં આવીછું. અહા! શી મંડપની રચના છે? સાંભળ.

દોહરા.

બાવન સ્થંભ થકી બન્યો, મંડપ સુશોભીત;
ચતુરાઈ એવી કરી, જોઈ થાય વિસ્મીત. ૧૮
તેની શોભા વરણતાં, પાર ન પામું હુંય;
લેશ અકલથી વરણવું, પ્રીત થકી સુણ તુંય. ૧૯

ચોપાઈ.

કનક તણા કીધાછે સ્થંભ, તે ઉપર હીરાના કુંભ;
કુંભ ઉપર મોતીના ચંદ્ર, તે જોવા આતુરછે ઈંદ્ર. ૨૦
છાયા માટે ઉપર છત્ર, જાણે ઈંદ્રે મેલ્યું અત્ર;
તે પણ કનક તણુંછે સાર, તેમાં હીરા જડ્યા અપાર. ૨૧
તેને ઝૂમર બાંધ્યું એક, તેની શોભા છે વીશેક;
તેમાં પુતળી મૂકી પાંચ; કળ દાબ્યાથિ કરેછે નાચ. ૨૨
ધરણી ઉપર ધર્યાછે કાચ, કલી કરેલી તેને સાચ;
તેમાં પણ મંડપ જોવાય, હર્ષિત જન મન તેથી થાય. ૨૩
છત્ર તળે કનકાસન સાર. દિપશે જે મારાજ કુમાર;
તેની શોભાનો વીસ્તાર, કેવાને મુજ જિભ લાચાર. ૨૪
સૂર્યોદય જે વખતે થાય, કિરણ પડેછે મંડપ માય;
કોટિ રવી નજરે દેખાય, તેજવડે આંખો મીંચાય. ૨૫

ચોપાઈ છંદ.

એવી રીતે મંડપ કેરી, શોભા થઇ છે સારી;
જોવામાં ભુખ લાગે નહિને, પીયે નહિ પણ વારી,
જોવામાં ચકચૂર બન્યાછે, અનેક ત્યાં નરનારી;
વર્ણન કરતાં કવિશ્વર થાકે; હુંતો કોણ બિચારી. ૨૬

હીરાવતી—બેન ! એ સઘળો તારોજ પ્રતાપછે.

સુલક્ષણા—પ્રતાપ ઈશ્વરનો ! મારૂં શું ગજુંછે? અત્યારે હું ગરીબને અયોગ્ય શબ્દ તું રીઝવેછે, પણ પતિના પ્યાર-રૂપી પાસમાં પડીસ, એટલે પત્ર લખવાની પણ ફુરસદ

નહી મળે.

હીરાવતી—વાહસખી? આ બોલવું સારૂં કહેવાય? દર-રોજ પવનઆવે ત્યારે મારો અને તારો પ્યાર સાનો? સખી! એક વાત કહેવાની છે. મસ્કરી નકરેતો કહું.

સુલક્ષણા— સખી? તારા મનમાં હરઘડી તારા સ્વામી વિસેનો વિચાર ભમ્યા કરેછે, માટેતે બાબતની વાત હસે; એમાં તે મસ્કરી શાની.

હીરાવતી—વહાલી બેન! મારા પ્રાણ નાથ વિદ્વાનછે, એવીતો મને ખાત્રી થઈ ચુકી. પણ એમનો મારા પર પ્યાર છે કે નહીં, તેજાણવું બાકીછે. પતંગીયા (ફુદાં) દીવા ઊપર પ્યાર કરી બળી મરેછે, પણ દીવો તેને બીલ કુલ ચહાતો નથી, (કારણ—પોતે સીતળતા પકડતો નથી.) વળી ચકોર પક્ષી ચંદ્રપર વહાલ કરી, ચંદ્ર વિયોગે નેત્ર ઊઘાડવાની બાધા રાખેછે. અને ચંદ્રોદયથી ચંદ્રાસ્ત સુધી, આંખના પાપણ પણ ન હલાવતા શશી સામું એક નજરે જોઈ રહેછે. પણ તેને તેના પર બીલકુલ પ્યાર નથી. (કારણ—અસ્ત ગતિ પામેછે.) તેમ મારે પણ હોય, તો હું એને આટલી બધી ચાહું તે ફોગટ. અરે? હું પણ ભુલુંછું. એમનો મારાપર પ્યાર નહી હોય, તોપણ હુંતો એના સીવાય અન્ય પુરૂષને ભાઈ અને પિતા તુલ્ય કરી બેઠીછું; તે સત્યછે.

સુલક્ષણા—સખી! આવી ઘેલીવાત શું કરેછે? રાત્રિવીના શશી સોભતો નથી, તેમજ ઈંદુ વિના નિશાપણું સોભતી નથી. એવિજરીતે તું એનાપર આટલી ચહાયના રાખેછે, તો તે તારાપર કેમ નહી રાખતો હોય? આટલું કહેવા છતા ખાત્રી ન થતી હોય, તો એક પત્ર લખ કે તરત ખબર પડશે.

હીરાવતી—ઠીક ત્યારે, પત્ર લખી દાસી સંગાથે મોકલીસ.

સુલક્ષણા—પ્રાણાદિક સખી! હું રજા માગુંછું.

હીરાવતી—જેવી મરજી! હું પણ જરાવાર નિંદ્રાવસ થાઉં છું.

( બંને જણા જાયછે. )

## પ્રવેશ ૯ મો.

સ્થળ પાટવીસિંહનો મહેલ.

**કુલક્ષણા પછીથી પાટવીસિંહ અને રતિલાલ.**

કુલક્ષણા—( એકલી ) કાલ હીરાવતી પરણસે. અરેરે! તે મારાં સઘળાં લક્ષણ જાણેછે. અહો મારી અત્યંત બીકછે, તો પણ મને ફજેત કરવા ચુકતી નથી. ત્યારે વિદેસ ગયા બાદ સું નહી કરે? હાય હાય! હવે તે મારી ખરાબ વલે કરશે, એમા સંદેહ નથી. જીવ! હવે હીમત હાર્યાથી કિંચિત માત્ર હરકત મટવાની નથી માટે કાંઈક પેરવી કરૂંતો ઠીક. અહો પરમેશ્વર! હવે શી યુકિત કરૂં કે ભવિષ્યમાં પડનાર દુઃખથી મુકત થાઉં. ( હોઠ ઉપર આંગળી મૂકી વિચાર કર્યા બાદ. ) હાહા! એ ઠીક એમને કહી અને એના પાડે તો રતિલાલ ને કહી એને મારી નખાવું. ( પાટવી સિંહ પ્રવેસ કરેછે એટલે ) પધારો પ્રાણનાથ! ( બેસેછે. )

પાટવીસિંહ—પ્યારી! કાલ હીરાવતીનાં લગ્નછે, માટે તારે વસ્ત્રાભૂષણ વિગેરે જે જોઈએ તે મને કહે; હું પેટીમાંથી કાઢી દઉં.

કુલક્ષણા—મારેતો કાંઈ જોઈતું નથી. તમારા વહાલાં સગાને કાઢીયો.

પાટવીસિંહ—પ્યારી ! આમ આડુ આડુ કેમ બોલછે?

કુલક્ષણા—એમાં શું આડું બોલ્યા! મારામાથે ખોટા તહોમત મુકનારીના વીવાહમાં હું સુખમાંણું ? તમારે મન વિવાહ, પણ મારામનમાં તો એથી ઉલટૂંજછે.

પાટવીસિંહ—હશે ! હવે એપરણી વિદેશ જશે, પછીતો તારામાથે તહોમત નહી મૂકે?

કુલક્ષણા—પ્રાણનાથ! એ શું બોલ્યા, ત્યાં બેઠી બેઠી પણ કંઈ ફ્તર્કે લડાવશે. વિદ્વાનછે, એટલે આપના શીરછત્ર ઉપર પત્ર લખી મને અળખામણી કરાવશે; એમાં સંદેહ નથી.

પાટવીસિંહ—તને પત્ર લખવાનો ડરછે?

કુલક્ષણા—એક તો શું, પણ સો વખત.

પાટવીસિંહ—ઠીક ત્યારે, હું બેપીઆને કહીસકે "પિતાજીના પત્ર મારીપાંસે લાવ્યા શીવાય કોઇને દઈશમાં." કેમ, પછીતો ખુશી ?

કુલક્ષણા—પ્રાણનાથ ! આપ.વિચાર તો કરો, કે જેના મનમાં કપટછે તેઓનોએ બેપીઓ શામાટે મોકલશે ! અને જ્યારે એનો એ બેપીયો નહી મોકલે, ત્યારે કોને કહી રાખશો ? આપ એમ નહી વિચારતાકે, મને એકલીનેજ અળખામણી કરાવશે. તમને પણ ભેગા લેવા ચુકશેનહી. માટે એને તો અહીંજ પુરી કરવી એ સારૂંછે.

પાટવીસિંહ—( ગૂસ્સે થઈને. ) ખબરદાર!!! જો—હવે પછી "મારવી" એ સબ્દ ઉચરીશ તો જીભ ખેચી કાઢીશ. તને મારા આગળ આવી નાદાન વાત કરતાં શરંમ પણ નથી આવતી ? હીરાવતી સમજુછે, એટલે તારી તો શું, પણ કોઈની નિંદ્યાનો પત્ર લખનાર નથી; એવીમને સંપુરણ ખાત્રીછે. એમછતાં લખશે એવો તેને વહેમ રહેતો હોય, તોપણ તેમાં શી હરકતછે ? મારાપિતા તને કોઈદીવસ બો-

લાવતા નથી. અને અનુમાનુનિક બોલાવવાના પણ નથી. ત્યારે તને એ શો ગેરફાયદો કરશે ?

કુલક્ષણા—પ્રાણનાથ ! એનું કારણ પણ એજછે. હીરાવતી એ મારાવિશેની ખોટી વાતો આપના પિતાના મનમાં ઠસાવીછે, તેથી તેઓમને બોલાવતા નથી. ત્યારે વીદેશ ગયાબાદ આપની પણ ખોટી વાતોના પત્ર લખશે એમાં શો સંદેહ? પ્રાણનાથ ! જો—આપ મારૂં કહ્યું માનો, અને મારૂં તથા તમારૂં બનેનું શુભ ઇચ્છો તો હું કહુંછું તે વાત પસંદ કરો.

પાટવીસિંહ—"મારવી" એ કનિષ્ટ શબ્દ બોલવાની મે તને ના પાડી હતી, તોપણ બોલ્યાવિના રેહેતી નથી. આ બીજી વખત ચેતાવુંછું કે હવે તે શબ્દ બોલીશ તો, તારૂં માંથુ અને ધડ જૂદાં થયા વીના રેહેવાના નથી.

કુલક્ષણા—(મનમાં.) હવે આની સાથે એ વિશે વધારે વાત કરવામાં ફાયદો નથી. રતોલાલને બોલાવી હું મારી ધારણા પૂર્ણ કરીશ. (ચાસન) હશે પ્રાણનાથ ! આપને ગમ્યું તે ખરૂં. પણ તે તમારા ઉપર મારી નિંદાનો પત્ર લખે, તો આપ દ્વેશ લાવશો નહી.

પાટવીસિંહ—પ્રીયા ! લે—એ બાબતનું વચન દઉં;કે—કોઈપણ દીવશ તારાઉપર મારે દ્વેશલાવવો નહી.—(વચન આપીને ) હે અર્વિંદમૂખી ! તારે વસ્ત્રાભૂષણ વિગેરે જે જોઈએ, તે તાકીદથી માગીલે. કારણ—મારે સ્વયંવર લગ્નની સામગ્રી તૈયાર કરાવવા જવુંછે.

કુલક્ષણા—સ્વામીનાથ ! મને પેટીની કૂંચીઓ દ્યો. એટલે મને ગમસે તે ઘરેણું અને લુગડા કાઢા લઈશ.

પાટવીસિંહ—લે—આ કૂંચી. ( આપીને ) પ્રીયા ! હવે હું જાઉંછું.

કુલક્ષણા—ભલે, સુખેથી પધારો. ( પાટવીસિંહ જાયછે

એટલે મન પ્રત્યે ) હવે રતીલાલ શિવાય આ કાર્ય થવાનું નથી, માટે તેમને બોલાવવા માટે કોઈકને મોકલું. કોને મોકલું ! અત્યાર સુધી દાસી પણ નથી આવી. (રતિલાલને આવતો જોઈને ) આવો આવો રતિલાલજી ! આજ આપનું પણ કામ પડ્યુંછે.

રતિલાલ—ચંદ્રવદની! જે કામ હોયતે સુખેથી ફરમાવો.

કુલક્ષણા—પ્રિય ! કાલ હીરાવતીના લગ્નછે, તે પરણી વિદેશ જશે. અહીં મારી અત્યંત બીકછે, તોપણ મને ફજેત કરવા ચુકતી નથી ; ત્યારે વિદેશ ગયાબાદ શું નહીં કરે! ગમે તે યુક્તિથી મારો કે આપનો પ્રાણાંત લાવશે; માટે કાંઈક પેરવી કરો તો સારૂં-

રતિલાલ—શી પેરવી કરશું ? ધનમાલ લઈ વિદેશ નાસી જઈશું ?

કુલક્ષણા—આપને નાસીજવા સીવાય બીજો ઉપાય સુઝતો નથી. આપણે નાસી જઈએ, તે કરતાં એને મારી નાખીએ તો કેવું સારૂં ?

રતિલાલ—અરેરે ! એ શું બોલ્યાં ! ! ! સ્ત્રીહત્યા બેસે. હાય હાય ! હું તારા પ્યારના પાસમાં પડ્યો નહોત, તો અત્યારે મારે સ્ત્રી હત્યા કરવી પડત ?

કુલક્ષણા—હું એ સમજુછું.પણ તેમ ન કરવાથી આપણો જીવ જવાનો સંભવ રેહેછે. માટે તે કાર્ય કર્યા વિનાછુટકો નથી.

રતિલાલ-શું,હું સ્ત્રી હત્યા કરૂં? નાના! તેમ થવાનુંજ નથી.

કુલક્ષણા—પ્રિય ! આપ નીતિ કરતાં પણ વધારે જાણ થઈ ગયા ! સાંભળો. શું કહેછે.

શ્લોક.

कृतेप्रतिकृतंकुर्या, द्धिंसनेप्रतिहिंसनम् ॥
तत्रदोषोनपतति, दुष्टेदुष्टंसमाचरेत् ॥ ४ ॥

અર્થ—કોઈએ આપણું ખોટૂં કર્યું હોય, તો તેનું આપણે ખોટૂં કરવું. જેણે આપણને માર્યા હોય, તેને મારવું. અને જે દૂષ્ટ માણસ હોય, તેની જોડે આપણે પણ દૂષ્ટપણાથી ચાલવું. એ ન્યાયછે. એમાં દોષ નથી.

હવે આનાપરથી આપને કંઈપણ હરકત જણાતી નથી. તોપણ આપનો જીવ દયાળુછે, માટે હું યુક્તિ બતાવું તે પ્રમાણે કરજો.

રતિલાલ—નિતિ નો દાખલો દીધો એટલે મારાથી બોલી શકાતું નથી. બોલ પ્રિયા! શી યુક્તિ બતાવેછે?

કુલક્ષણા—આપ બે માણસને હજાર હજાર રૂપીઆ આપવા કરી,, પૂર્વ દીશાએ રામાપટેલના ખેત્રપાસે આવવાનું કહેજો. બાદ હીરાવતીને બગીમાં બેસારી ત્યાં લઈ જજો; અને મારાઓને સુંપી મારવાનું કહી અત્રે આવતા રહેજો.

રતિલાલ—એતો ઠીક, પણ હીરાવતી બગીમાં નબેસે તો કેમ કરૂં?

કુલક્ષણા—"તમારો ભાઈ બાગમાંછે, અને તમને બોલાવવા માટે આ બગી મોકલીછે; માટે ચાલો." એમ કહેશો એટલે તરત આવશે.

રતિલાલ—વાહ પ્યારી! શી તારી અક્કલછે! હવે હું તારા કહેવા પ્રમાણે મારાઓને કહી રાખીશ. મધ્યાન થયાછે માટે હું ઘડીક વાર અહીંજ નિંદ્રાવશ થાઉંછું. બારી બારણાવાસી તું પણ સુઈજા.

કુલક્ષણા—જેવી આજ્ઞા.

(બારી અને બારણા વાસી સુઈ રહેછે. સરત ચુકને લીધે એક બારી ઉઘાડી રહી જાયછે. હાસ્ય વિનોદ કરતાં બને જણ નિંદ્રાવશ થાયછે. બાદ આપેલ કુંચીયોની અગત્ય

પડદાથી પાટવીસીંહ પ્રવેશ કરેછે. બંનેને આવી રીતે નિંદ્રાવશ થએલાં જોઈ, તેના ગૂસ્સાનો સુમાર રેહેતો નથી, તેનાં નેત્રો રૂધીર રંગે થઈ જાયછે, મુખમાંથી ધિક્કારના શબ્દો નીકળેછે, મગજ ફાટવાની તૈયારી થાયછે, અને ટૂંકામાં કહીએતો રણભૂમીમાં શુરવીરને જે શુર ચઢેછે, તે આની આગળ સહસ્ત્ર ભાગે પણ નથી. આવી દૂષ્ટ સ્ત્રીના વિશ્વાસે રહ્યો તેને માટે ઘણોજ પશ્ચાતાપ કરેછે. તેનું મુખ નહી જોવાના વિચારથી તેને મારી નાખવા સમશેર કાઢેછે. પણ સમજુ માણસ હોવાથી. બીજે દીવશે લગ્નમાં સઘળાના હર્ષને ખામી ન થાય, તેટલા માટે લગ્નને બીજે દીવશે મારવાનો વિચાર કરી, ગુપ્ત રીતે સટકી જાયછે. બાદ રતિલાલ અને કુલક્ષણા પણ જાગૃત થઈને જાયછે.)

## પ્રવેશ ૧૦ મો.

સ્થળ—માનસિંહજીનો ઊતારો.

**માનસિંહજી પછીથી દાસી.**

**માનસિંહજી**—(એકલો મન પ્રત્યે.) અહો! મને અહીં આવ્યાને ચાર દીવસ થઈ ગયા, પણ હજુ સુધી પિતાજીનો પત્ર કેમ નહી આવ્યો હોય? (વિચારમાં પડેછે.)

**દાશી**—(પ્રવેશ કરીને.) પૃથ્વીનાથ? લ્યો આ પત્ર જવાબ લખી આપવો છે? (આપેછે.)

**માનસિંહજી**—જરાવાર બેસો વાંચીને કહુંછું. (ઊઘેડીને વાંચેછે.)

"સદ્‌ગુણ સંપન, વિવેકસાગર, પ્રાણવલ્લભ પ્રાણનાથ,"
"મહારાજા શ્રી માનસિંહજી સાહેબ બહાદુર મુકામ."
"રાજગર"

"દોહરા"

"પત્ર લખુંછું પ્યારથી, પ્યારા તમપર આજ;"
"કેવા વાત મુજ મન તણી,છાંડીને તન લાજ.૨૭"
"સુગુણ આપના સાંભળી, ઉપન્યો હર્ષ અમાપ;"
"મન પ્રેમે માની લીધું, સ્વામી મારા આપ. ૨૮"

"ગરબી"

"ઓધવજી સંદેસો કે'જો શ્યામને" (એ રાગની.)

"પ્રાણવલ્લભ, મહારાજા શ્રી માનસિંહજી,
"પત્ર લખુંછું તમપર આજે નેહ જો;
"પ્રિત પુરણ આણિને અથ ઇતિ વાંચવા,
"તસ્તી લેશો, પણ દેસો નહીં છેહજો. પ્રાણ.૨૯
"સુગુણ ઘણાં મેં સાંભળ્યા પ્રિય આપના,
"તેથી મુજ સ્વામિ માન્યા મેં આપજો;
"આપ વિના આ દુનિયાંમાં જે અન્ય પુરૂપ,
"નાના મુજ ભાઇમે મોટા બાપજો. પ્રાણ. ૩૦
"એ પ્રતિજ્ઞા જાણે એક મારી સખી,
"બીજું કોઈ જાણે નહી મનની વાતજો,
"ગુપ્ત લગનમાં સાર નહિં એમ ધારિને,
"રચાવ્યો મંડપ વરવા તમને પ્યાતજો. પ્રાણ. ૩૧
"લગ્ન આડો દીવસછે ફક્ત આજનો,
"માટે પધારજો મંડપમાં તમે કાલજો;
"ત્યા આવેલા તમને જો હું નહી દેખું,
"પ્રાણ તજીસ પ્રિય મારો ત્યા તતકાળજો. પ્રાણ.૩૨
"આપવિના અન્ન ઉદક નથી ભાવતું,
"વળિ નિંદ્રા ન આવે કે ગમે ન કાંઇ જો;
"માટે હું આજ રટણ કરૂં વિભુ નામનું,
"ભેગી થઈશ કાલ તમને [1]ધાઈ જો. પ્રાણ.૩૩

---

૧—ધાડીને

"ભેગી થઇને અંતરનાં દુઃખ ખોઇસ હું,
"એવી મન રાખુંછું રૂડી આશજો;
"તત્વ કેરી વાત નીચે લખુંછું,
"જેથી ઝાઝો નવ જાય આપ અવકાસજો. પ્રાણ. ૩૪

"પ્રાણનાથ! ઘણા દિવસ થયાં આપ સીવાય અન્ય"
"પુરૂષોને બાંધવ અને પિતા તુલ્ય ગણી, હું આપને"
"વરી ચુકીછું. મારો વિચાર મારા સીરછત્રને કહી સ્વ-"
"યંવર લગ્ન કરાવવાનો તેમ કરવા તેઓ પાછી પાની"
"કરે તો આપને પત્ર લખી ગુપ્ત રીતે વરવાનો, અને તેમ"
"કરવા આપ પણ પાછી પાની કરોતો મારો પ્રાણાંત"
"લાવવાનો હતો. ઇશ્વર કૃપાથી મારા પિતાને સુમતી આ-"
"વી, તેથી તેઓએ મંડપ રચાવ્યો; જેથી વેઠવા ધારેલ"
"સઘળી મુસીબત નાસી ગઇછે. આપ આવતી કાલ"
"મંડપમાં પધારજો; ત્યા સર્વના દેખતા હું આપને માળ"
"આરોપી મારા સ્વામી માન્ય કરીશ. આપ ત્યાં નહી"
"આવોતો "તમે મને વરવા ખુશી નથી" એમ અનું-"
"માન કરી હું મારો પ્રાણાંત લાવીશ. આપના અમુલ્ય"
"વખતમાંથી ઝાઝો ન રોકાય, તેમજ વાંચતાં કંટાળો ન"
"આવે, માટે હું મારી કલમ અટકાવુંછું."

"મુ. રાજનગર"
સંવત ૧૯૪૩.

"લી. આપને મળવાને, આપની"
"કોટમાં માળ આરોપવાને અને"
"આપનાં મુખારવિંદનાં દરશન ક-"
"રવાને આતુર કિંકરિ"
"હીરાવતી કેસરીસિંહના પ્રણામ."



# પ્રવેશ ૧૧ મો.

સ્થળ— હીરાવતીનો મહેલ.

**હીરાવતી અને સુલક્ષણા; પછીથી દાસી.**

**હીરાવતી**—પ્રિય સખી સુલક્ષણા! દાસી કાગળ લઇને ક્યારનીએ ગઇછે, તે હજુ સુધી કેમ નહી આવી હોય?

**સુલક્ષણા**—જવાબ લખી આપવા બેસારેલ હશે.

(દાસી પ્રવેશ કરી પત્ર આપેછે.)

**હીરાવતી**— વાંચેછે.

"ચંદ્રવદની, પ્રાણ પ્રિયા. હીરાવતી કેશરીસિંહ"

"મું. રાજનગર"

**દોહરો.**

"પ્રાણ પ્રિયા હું પ્યારનો, પત્ર લખું આ વાર;"
"સાચા મનથી વાંચજે, રાખી મનમાં પ્યાર." ૩૫
"પ્રેમ અધિક તુજ જોઇને, મળવા મુજ મન ચા'ય;"
"પણ કુધારો એજ કે, કુંવારા ન મળાય." ૩૬
"તોય કદી હું નવ ધરૂં, એ ધારાને મન;"
"ભૂં રજનીને માટ હું, કેમ ડગાવું તંન." ૩૭
"માટે ધીરજ રાખિને, બેઠોછું આ વાર!"
"નિશ્ચે મનમાં ધારજે, મળીશ કાલ સવાર." ૩૮

"અહો મૃગલોચની! તારો પત્ર વાંચી હું અતિ ખુશી"
"થયોછું. મુજ મનરૂપી ઘોડો દોડીને તને ભેગો થવા"
"ચહાયછે, પણ ફક્ત એક રાતને માટે તેમ કરવું અઘ"
"ટિત જાણી, મેં તે ઘોડાને બુદ્ધિ રૂપી દોરડાથી બાંધી"
"રાખ્યોછે. તારો પત્ર પચાસ વખત વાંચ્યો, તોપણ તેના"
"ઉપરથી મન ડગતું નથી. વારંવાર ઉખેળુંછું, અને"
"વાંચી વાંચીને બંધ કરૂંછું. તારી મનહરણ છબી મારા"

"મુખ આગળ ભમ્યા કરેછે. તને નિર્વિઘ્ને મળવા"
"માટે હું ઈશ્વરનું રટણ કરૂછું. દાસીને ઘણીવાર ખોટી"
"ન કરવાના હેતુથી હું મારી કલમ અટકાવું છું."

"મુ.રાજનગર" સંવત ૧૯૪૩ — "લી. તારી મનહરણ છબી નીરખવાને"
"અને તારા મુખારવિંદમાંથી નીકળતાં"
"મિષ્ટ વચન સાંભળવાને આતુર."
"માનસિંહજી રૂપસિંહજીના પ્રણામ"

**સુલક્ષણા**—કેમ સખી! હવે તારા વિચારના પહાડ ભાગી ગયા કે નહીં? હું રજા લઉછું.

**હીરાવતી**—બેન! તારી સુશોભિત છબીનાં દરશન ક્યારે દઈશ? તે કહેતી જા.

**સુલક્ષણા**—કાલ તારાં લગ્નની વખતે જરૂર આવીશ. (જાયછે.)

**હીરાવતી**—(દાશી પ્રત્યે) મને નિંદ્રા આવેછે, માટે ઉપરને ઝરૂખે ચાલો. (બંને જાયછે.)



# પ્રવેશ ૧૨ મો.

સ્થળ—સ્વયંવર મંડપ

**સ્વયંવરમાં આવેલા રાજપુત્રો. જસવતસિંહ, સુબોધ શાગર, અને જોસી; પછીથી હીરાવતી અને સુલક્ષણા.**

**જસવતસિંહ**—જોસીજી! લગ્ન મહુરતને કેટલી વારછે?

**જોસી**—સાહેબ! ફકત પાંચ પળજ બાકીછે. બાઈ સાહેબને તેડાવો.

**જસવતસિંહ**—(સીપાઈ પ્રત્યે.) તમે જાઓ, અને બાઈને (હીરાવતીને) કહોકે રત્નમાળ લઈ તાકીદે અત્રે આવે.

**સીપાઈ**—અચ્છા ગરીબ પરવર! જેસા હુકમ. (જાયછે.)

**સુબોધસાગર**—પૃથ્વીનાથ! કેમ મંડપ પસંદ પડ્યો કે નહીં!

**જસવતસિંહ**—પ્રિય સુબોધ! તમારા કરાવેલ કાર્યમાં ખામી હોય, એમ કદી થવાનુંજ નથી. જૂઓ—આ મંડપના બાવન સ્થંભ છે; તે સઘળા જોયા એમ કોઈ ખાત્રીથી કહેશે નહી. કારણ-સઘળા એક સરીખા અને તેજોમય હોવાથી, કયો જોયો ને કયો બાકી છે તેની ખબર પડતી નથી.

**સુબોધસાગર**—સાહેબ! એ સઘળો આપનોજ પ્રતાપ છે. બાકી હુંતો ચીઠીનો ચાકર.

**સીપાઈ**-(પ્રવેશ કરીને.) પૃથ્વીનાથ! બાઈસાહેબ? આતેહે.

( સુલક્ષણા સાથે હીરાવતી પ્રવેશ કરેછે. )

**જસવતસિંહ**—બેન હીરાવતી! આ સઘળા રાજપૂત્રો વિરાજેલ છે, તેમાંથી જે તને પસંદ પડે તેને માળ આરોપ.

**હીરાવતી**—સારૂં પિતાજી. ( સુલક્ષણા પ્રત્યે ) વાહ વાહ! પિતાજીએ કેવી સુંદર રચના કરાવી છે!! તું કહેતી હતી તેમાં જરા પણ ફરેક નથી. અહો! આ સઘળા રાજકુમારો કેવા હસતા વદને શોભી રહ્યા છે? તેઓના અધર લાલ ચણોઠી જેવા થઈ રહ્યા છે, તે તેમણે તંબોળ ચાવેલ હોય એવી ખાત્રી કરી આપેછે. તેઓના ગાલ મધ્યે લાલ બિંદુ કેવાં શોભી રહ્યા છે! ( માનસિંહજીને ન દેખવાથી ) અરે! પણ હજુ સુધી મારો પ્યારો કેમ નથી આવ્યો?

**સુલક્ષણા**—સખી! અત્યારે અતિ હર્ષને લીધે તને તારા શરીરની પણ શૂદ્ધિ નથી. ( માનસિંહજી સામી આંગળી કરીને ) આ કોણ બેઠેલ છે?

**હીરાવતી**—અરે હા! તેજ મારો પ્યારો.

**સુલક્ષણા**—બેહેના મહુરત વહી જાયછે, માટે ઉતાવળ કર.

**હીરાવતી**—જેવી મરજી.

( ઉતાવળી ચાલી માનસિંહજીની કોટમાં વરમાળ નાખેછે.

બાદ જસવતસિંહ વિધી પૂર્વક લગ્ન કરાવી કન્યાદાન આપેછે. અને સઘળા રાજપૂત્રો પોત પોતાને ઊતારે જઈ બીજે દીવસે સ્વદેશ જાયછે)

---

# પ્રવેશ ૧૩ મો.

સ્થળ_રાજનગરનું પાધર.

**હીરાવતી અને રતિલાલ.**

**હીરાવતી**—રતિલાલ! બાગતો દક્ષીણમાં છે, અને બગી પૂર્વમાં કેમ હાંકોછો?

**રતિલાલ**—દક્ષીણમાં છે એ બાગ તારા પીતાનો છે; અને પૂર્વમાં છે એ યમરાજાનો છે. દક્ષીણનો બાગ તેં ઘણીવાર જોયેલ છે, પણ પૂર્વનો નથી જોયો; માટે તે દેખાડવા તેડી જઊછું.

**હીરાવતી**—અલ્યા? તું ઊંધા ઊંધા જવાબ કેમ આપે છે? મારે પૂર્વ કેદક્ષીણનો એકે બાગ જોવા નથી; માટે બગી ઊભી રાખ્ય હું ઊતરી જઊં.

**રતિલાલ**—ચુપ રહે? હું આ વખતે તને રાજપૂત્રી ગણતો નથી. પણ મારી પ્યારીનું ખોટું ઇચ્છનાર એકદૂષ્ટ સ્ત્રી ગણુંછું.

**હીરાવતી**—અલ્યા! કઈ તારી પ્યારી! હું એને ઓળખતી પણ નથી, ત્યારે ખોટૂં શી રીતે ઇચ્છતી હઈશ?

**રતિલાલ**—"બાભી બાભી" કહી દીવશમાં દસ વખત બોલાવે છે, પણ મરવાનો વખત આવ્યો એટલે સાની ઓળખે. ખેર! નથી ઓળખતી તો તેને માટે મારે કંઈ પણ જરૂર નથી. આ યમરાજાના બાગનું દ્વાર આવ્યું માટે નીચે ઊતર.

**હીરાવતી**—અરે બાંધવ!

રતિલાલ—ચુપ! નીચે ઊતરી મારી સાથે ચાલ, પછી વાત કરજે. ચાલ તાકીદથી નીચે ઊતર. ( પણ નથી ઊતરતી એટલે.) કેમ—ઊતરેછે કે ઊપાડીને પટકું.

હીરાવતી—( મનમાં ) જીવ! એ ક્યાં લઈ જશે ? એના બોલવા પરથી સમજાઈ તો આવેછે કે, તે મારી ભાભીના કહેવાથી મને મારવા લાગ્યોછે. હું આ વખત હઠ કરી નહી ચાલું તો, એ મને જોર જૂલમથી પણ લઈ જશે; માટે હમણાં તો ગયા વિના છૂટકો નથી. પછીની વાત પછી. (નીચે ઊતરીને. ) ચાલ વિરા ! ક્યાં તેડી જાયછે.

રતિલાલ—( બગી વડ વૃક્ષ આગળ રાખીને. ) ચાલ મારી સાથે.

(બંને જણા જાયછે.)



# પ્રવેશ ૧૪ મો

સ્થળ—પાધર; ખેતર પાસેની એક જગ્યા.

**હીરાવતી અને રતિલાલ; પછીથી રણમલ તથા વસ્તો.**

રતિલાલ—( હીરાવતી પ્રત્યે ) તારા ભાગ્યે હજુ સુધી મારાઓ નથી આવ્યા, માટે ઇશ્વરનું સ્મરણ કરવું હોય તો કરી લે; પછી વખત નહીં મળે.

હીરાવતી—( મનમાં) હાય હાય ! હું આની સાથે ન આવી હોત તો બશ હતું. અરે ! હું પણ ભુલુંછું. મને શી ખબર પડે કે, આવા પાંચ રૂપીઆમાં ઘોડાની નોકરી કરનારથી એ દૂષ્ટાએ પ્રિતિ મેળવી, આવો કૂવિચાર કર્યો હશે. અરેરે! હવે મારૂં મૃત્યુક પાસે આવ્યું. જીવ! આ સ્થળે હીંમત હાર્યે કામ શીધ થવાનું નથી. માટે કંઇક પેરવી કરૂં તો ઠીક. ( ચાસન ) અહો બંધવ! તું શમજુ થઈ સ્રીહત્યા

કરવા તત્પર થયો એ તને ઘટીત છે? મેં તારો શો અપરાધ કર્યો છે? નિરાપરાધીની હત્યા કરવાથી કેટલું પ્રાશ્ચિત લાગેછે? તેનો તો વિચાર કર. છેકજ નિર્દયાતા ને સ્વાધીન શું થઈ જાયછે.

**રતીલાલ**—હું બધુંએ સમજુંછું, પણ મારી પ્યારીનું વચન ઉથાપન કરનાર નથી.

**હીરાવતી**—વિરા! "હું તને દૂઃખ દઈશ" એવી દહેશતથી તું મને મારતો હોય તો, તેમ ન કરવા હું મોટી પ્રતિજ્ઞા કરૂં. જરને લોભે મારતો હોય તો તે આપું. અને આ બીના કોઈને ન કહેવા મોટી પ્રતિજ્ઞા કરૂં.

**રતિલાલ**—(મનમાં) હવે આના સાથે વધારે વાત કરવાથી મારૂં હૃદય દયાથી પીગળી જશે. મેં કૂલક્ષણાનું કહ્યું ન માન્યું હોત તો બશ હતું. જીવ! હવે આને જીવતિ જવા દઉં તો, વાઘને બંધનમાંથી છૂટો કર્યા જેવું થાય; માટે હમણા તો દયાથી દૂર રહેવું એજ સારૂં છે. (ચાશન) મારે તારૂં ઘરેણું જોઈતું નથી; અને તારો બોધ પણ સાંભળવો નથી. (મારાઓ પ્રવેશ કરેછે એટલે) જૂઓ આ સ્ત્રીને મારી નાખી તમે મારી પાસે આવજો. હું જાઉંછું. (જાયછે.)

**રણમલ**—(તરવાર ઉઘાડી કરીને) અરે બાઈ! તારે ભગવતને હંભારવા હોય તો હંભારી લે.

**હીરાવતી**—અરે બંધુઓ! શું, આ લોઢાની તરવાર મારા કોમળ દેહને યોગ્ય છે! કંઈક તો વિચાર કરો.

**રણમલ**—વશાર શો કરવો તો, ભગવતને અહીં હંભારવાશે કે તાં?

**હીરાવતી**—અરે બાઈ! તમે મારા પ્રાણનાજ તરસ્યા છો? હું ગરીબ અબળા ઉપર દયા નહીંજ કરો?

**વસ્તો**—બેન! એમ દયા લાવીએ તો હુ ખાઇએ? હવા-રના ભૂખ્યા છીએ ખોટી ના કર.

**હીરાવતી**—( મન પ્રત્યે ) અરે મારા વાહાલા પ્રાણનાથ! માતુશ્રી, સખી શુલક્ષણા, અને પીતા; શું તમે મારા વિયો-ગે જીવી શકશો ? ના ના તેમ થવાનુંજ નથી. ( ચાશન ) અરે વિરાઓ ! કઇંક દયા લાવી અબળાને જીવત દાન દ્યો.

**વસ્તો**—બુન ! અમે તો હુકમને તાબે; તને જીવતી મૂકી-એ તો રાજા સાબ અમને મારી નાછે.

**હીરાવતી**—તમે કોનો હુકમ માનોછો ? તમારી બુદ્ધિ કયા નાશી ગઇછે ? રાજા સાહેબ આવું કામ છાનું શા માટે કરે? તેનો તો વિચાર કરો. હું તમારા રાજાની પૂત્રીછું; અને એ દુષ્ટ મને ઠગીને અહી લાવ્યો છે.

**રણેમલ**—( આશ્ચર્યતાથી ) શું, તમે રાજા સાબની ડીચ-રીછો ? હાય હાય ! હવે અમારી ચેવી વલે થશે. અલ્યા વહતા ! હાલ નાહી જઇએં પરા.

**હીરાવતી**—તમે ગભરાઓ છો શા માટે ? મારી સાથે ચાલો, હું મારા પિતાને કહી તમને શીરપાવ અપાવું.

**વસ્તો**—ના સાબ! અમારે શરપાવ નથી જોતો શરપાવ લેતાં જીવ ખોઇએ.

**હીરાવતી**—તમને ડર લાગેછે ? ફીકર નહી, લ્યો—આ મારી પાસેનું ઘરેણી હું તમને ખુશીથી આપું છું.

( હીરાવતી પોતાની પાસેનું સઘળું ઘરણું મારાઓને આપી સ્વધામ વિદાય કરેછે. બાદ પોતે શેહેરમાં જવાના ઇરાદાથી ચાલવા માંડેછે, પણ રસ્તો અણજાણ્યો હોવાથી, ભૂલી પડી વનમાં જતી રહેછે. )

—o—

# પ્રવેશ ૧૫ મો.

સ્થળ—કુલક્ષણાનો મહેલ.

**કુલક્ષણા અને રતિલાલ. પછીથી રણમલ, વસ્તો તથા પાટવીસિંહ.**

**કુલક્ષણા**—(રતિલાલને આવતો જોઇને) કેમ પ્રિય! કામ તો ફતેહ થયું ને? (ખુરશી સામી કર કરીને) આ આસનપર વિરાજો.

**રતિલાલ**—(ખુરશીપર બેસીને) વાહ પ્યારી! એ તે શું બોલ્યાં!! હું પોતે જઉ પછી શા માટે બાકી રાખું? કહેવત પણ છે કે "**આપ મુવા વિના સ્વર્ગે ન જવાય.**"

**કુલક્ષણા**—બહુ સારૂં કર્યું. જો તમે આટલી હીમત ન કરી હોત તો, ઉલટૂ આપણા માથે આવી પડત. શાબાશ છે તમને, કે આવું કઠણ કામ પણ હીંમત રાખી પાર પાડ્યું.

**રતિલાલ**—પ્યારી! જ્યારે તારા કામમાં હીંમતનો ઉ-પયોગ ન થાય, ત્યારે હીમત હોય તોય શું, અને ન હોય તો પણ શું!

(રણમલ તથા વસ્તો પ્રવેશ કરેછે.)

**રણમલ**—સાબ! અમે એને મારી નાખી. હવે અમારૂં અનામ દ્યો.

**રતિલાલ**—જાઓ લુચ્ચાઓ! રાજાની પુત્રીનો વધ કરી ઇનામ લેવા આવ્યાછો? કોઇકને ખબર પડશે તો બૈરાં છોકરાંને મળવા વખત પણ આવે. જાઓ—તાકીદથી બાહાર નીકળો. કેમ જાઓછો કે પહેરાવાળાને બોલાવી પુરંગમાં મોકલી દઉ?

**વસ્તો**—સાબ! અમે તમારા વહવાહે અહતરી હત્યા કરી તેમાં કેદમાં મોકલો શેકને? હ્યા રણમલ! હેંડ કઇ આપણું જોરશે. (બંને જાયછે.)

**કુલક્ષણા**—રતીલાલજી! આપની પાસે તો અકલનો ખજાનોછે. આ રૂપઈઆ તમે બચાવ્યા માટે તમે લઈજાઓ.
(રૂપીઆની થેલીયો મો આગળ મુકેછે.)

**રતિલાલ**—પ્યારી! તારા અને મારા વચ્ચે હું જુદાગરો ગણતો નથી. મારે નાણાની શી જરૂર છે? અને જ્યારે જરૂર પડશે ત્યારે તું કયા ના પાડેછે? હવે હું જાઉંછું.

(પાટવીસિંહ આ સઘળી વાત ગુપ્ત રહીને સાંભળતો હતો. સઘળી વાત પરીપુરણ સાંભળવાના ઇરાદાથી ધીરજ ધરી ઉભો રહ્યો હતો; પણ "હવે હું જાઉછું" એ વાકય સાંભળવાથી એકદમ પ્રવેશ કરી રતિલાલને મારી નાખેછે; અને કુલક્ષણા રણમાં નાશી જાયછે બાદ પાટવીસિંહ પણ જાયછે.)

---

# પ્રવેશ ૧૬ મો.

સ્થળ—જસવતસિંહનો ખાનગી મહેલ.

**જસવતસિંહ, સુરેખા, અને પાટવીસિંહ; પછીથી રણમલ, વસ્તો, તથા માનસિંહજી.**

**પાટવીસિંહ**—(પ્રવેશ કરીને રડતાં રડતાં.)

રાગ વણઝારાને લગતો,

અરે! થયો આજ અકળા કેર, સુણો તાત મારારે;
દીલગીરી કેરી આવી લેર, ગૂણના સારારે;
મારી પત્નિએ નક્કી આજ, સુણો તાત મારારે;
કર્યુંછે અતિ કૂડું કાજ, ગૂણના સારારે. ૩૯
દુ:ખી કરવાને તમ દીલ, સુણો તાત મારારે;
ઓળખાવ્યું અહિ ન રાખિ ઢીલ, ગૂણના સારારે;
પણ મુખે તે કહી ન શકાય, સુણો તાત મારારે;
હવે શું કરૂં હું, હાય હાય. ગૂણના સારારે. ૪૦

(એકદમ મૂર્છા પામે છે.)

**જસવતસિંહ**—(જરા ગભરાઈને) પાટવીસિંહ! પાટ-

વીસિંહ!! બેટા!!! આમ ગભરાય છે સા માટે! શું છે! મને કહેતો ખરો.

(પવન નાંખી સાવધ કરેછે એટલે.)

પાટવીસિંહ—ચોપયા છંદ.

અરે! પિતાજી જ્યારે હુએ, વદીસ વાત નઠારી;
ત્યારે તે સાંભળતાં નિશ્ચે, તજશો અન ને નવારી;
ખરે કહુંછું દિલગિ થઇને, નિશ દિન બેઠા રોસો;
કે નિજ કેરો ઘાત કરીને, દુઃખ માથેથી ખોસો. ૪૧

જસવતસિંહ—(અતિશય ગભરાઇને) ભાઈ પાટવીસિંહ! શી વાત છે? મને તાકીદે કહે. હવે મારાથી ધીરજ નથી ધરાતી, વહાલા! બોલ.

પાટવીસિંહ—રાગ વણઝારાને લગતો.

એવી વાત કે'તા જિભ ન હાલે, સુણો તાત મારારે;
પણ કીધા વિના કેમ ચાલે, ગૂણના સારારે;
લીધો દુષ્ટે બેનનો પ્રાણ, સુણો તાત મારારે;
માર્યો દુઃખ રૂપી તમને બાણ, ગૂણના સારારે. ૪૨
હાય હાય! હવે શું કરવું, સુણો તાત મારારે;
વિખ ખાઇને નિશ્ચે મરવું, ગૂણના સારારે;
કાંતો પડવું કૂંપની માંહ્ય, સુણો તાત મારારે;
બીજો રહ્યો નથી ઉપાય, ગૂણના સારારે. ૪૩

અરેરે! અદુષ્ટે આપને, મારી માતુશ્રીને, માનસિંહજીને, અને ટૂંકામાં કહુંતો આખા શહેરને દુઃખી કર્યું. હાય હાય! હવે હું શો ઉપાય કરૂં તોએ શાણી બેનનું મુખ જોવા પામું.

(ફરીથી મૂર્છાને સ્વાધીન થાયછે.)

જસવતસિંહ— દોહરો.

હે! જગ સ્વામી આ વખત, દેખું હું દેખાવ!
તે તો શું સાચા હશે, કે ભ્રમિ આવ્યો તાવ. ૪૪

અરેરે! હું આ વખતે જાગુંછું, નિદ્રાવશ છું, કે બેભાનછું!

હાય હાય! "હીરાવતીનું મરણ" શું એ વાત સાચી હ- શે! અરેરે! હવે મારી ચઢતી મટી પડતો દશા આવી. હવે હું શું કરૂં? કાલ વિવાહ અને આજ મૃત્યુક, એ તે શું? વિભુ! જગતમાં આવું કોઇનું થયું હશે કે, હુંજ અ- ભાગ્યોછું? હર! હર! હર!! હરે!!! (બોલી શકાતું નથી. બેભાન થઈ જવાથી ઢળી પડેછે.)

સુરેખા— ભલીત છંદ.

અરર ઓ પ્રભૂ, વિશ્વના ધણી,
વિનતિ હું કરૂં, જો સુતા ભણી;
સુખ હતું મને, આગળે ઘણું,
તુજ કને બહૂ, શું હવે ભણું. ૪૫
વળિ દુખી મને, કેમરે કરી,
અકળ છે ગતી, આપની ખરી,
મન મહાયરૂં, સદ્દકી જશે,
ન સમજાય કે, શી ગતી થશે.૪૬

અહો વહાલી પૂત્રી!' તને તારા ભરથાર, ભાઈ પિતા, સખી, વિગેરેમાંથી કોઇની પણ દયા ન આવી કે, એકદમ વિયોગ કરી ચાલતી થઈ. હાય હાય! તારૂં રાજ કન્યાનું અકાળ મૃત્યુક! એ દુષ્ટ તારી વતી મને મારી હોતતો ઘણું- જ સારૂં હતું. અરે કુલક્ષણા! દુષ્ટ પિતાની દુષ્ટ પૂત્રી!! મારી વહાલી સુતાએ તારૂં શું બગાડ્યું હતું? કે એકદમ આવી મોટી શીક્ષા કરી. હાય! હાય! હાય!! હાય!!! (મૂર્છા પામેછે.)

જસવતસિંહ—(શુદ્ધીમાં આવેછે એટલે) પાટવીસિંહ! પાટવીસિંહ!! બેટા? તારા નિરભાગ્ય પિતાને જવાબ તો દે. કે એણે શામાટે અને ક્યાં મારી નાખી? તે તો મને કહે. (પાટવીસિંહ બેભાન હોવાથી જવાબ નથી આ-

પતો, તેથી પોતે માથું કૂટી ફરીથી મૂર્છાને સ્વાધિન થાયછે.)

પાટવીસિંહ—(શુદ્ધમાં આવેછે એટલે) કોઈ છે કે!
(આ દિલગીરીનો દેખાવ જોવા રણમલ, વસ્તો, વિગેરે ઘણાં લોક આવ્યા હતા. તેમાથી વસ્તો આગળ આવીને.)

વસ્તો—ગરીબ પરવર! શો હુકમ સે?

પાટવીસિંહ—જાઓ તમે તાકીદથી માનસિંહજીને બોલાવી લાવો. (જાયછે અને માનસિંહજી સાથે પ્રવેશ કરેછે એટલે સઘળી બીનાથી વાકેફ કરેછે.)

માનસિંહજી— લલિત છંદ

અરર ઓ પ્રભૂ, કેમરે થશે,
પ્રિય પ્રિયા વિના, જીવરે જશે;
અરર કાળજૂં, આજરે બળે,
જરૂર જાણજો, સૂખ આ ટળે. ૪૭
મલપતી મને, કોણ ભેટશે,
તુજ વિના મને, કોણ દીપશે;
દિવશ દુઃખના, કેમરે જશે,
મરણથી મને, સૂખરે થશે. ૪૮

દોહરો.

હા હા ઠીક ઉપાય એ, કરિને આણેઠાર;
કષ્ટ તજી પ્રભુ ધામમાં, વાસ કરૂં આવાર. ૪૯

અહો વહાલી પ્રિયા! સઘળા રાજ કુમારો વચ્ચે મને દીપાયમાન કરનાર!! અને મારા ઉપર પુરણ પ્રિતિ દરશાવનાર!!! હું તારો પ્રેમ કદી પણ ભૂલવાનો નથી. તારા વિયોગે આ દેહમાં પ્રાણ રહે તો, ધીક્કાર છે મને અને આપણી પ્રિતિને. માટે હુંતો તારી વાંસેજ આવુંછું. (તરવાર કાઢી પોતાનાં ગળા ઉપર મારવા જાયછે એટલે.)

વસ્તો—(તેના બન્ને ભુજ પકડીને.) બાપજી! તમે

મારી વાત સાંભરો પછી મરજો. ( સઘળી વાતથી વાકેફ કરીને. ) સાબ ! એ ઘરેણું લે આવુંછું.

**માનસિંહજી**—મારે તે ઘરેણું જોઈતુ નથી. તમે એને જીવતી જવાદીધી, માટે હું ખુશી થઈ મારી પાશેનું સઘળું ઘરેણું તમને ઈનામ આપુંછું. ( પોતાની પાસેનું સઘળું ઘરેણું આપી, સ્વધામ વિદાય કરેછે. બાદ. )

**દોહરો.**

પ્રાણ પ્યારી તું અરે !, જીવેછે આ વાર;
નિશ્ચે તારી ગોતમાં, ભટકું ઠારો ઠાર. ૫૦

( માનસિંહજી સર્વને સુદ્ધીમાં લાવી આં બીના કહી સંભળાવે છે, તેથી સર્વને જરા હીમત આવેછે; અને સૌ સૌને સ્થાનિકે જાયછે. બાદ જસવતસિંહ અષ્ટ દીશામા ઘણાક સ્વારો મોકલેછે, પણ કંઈ પતો ન લાગવાથી માનસિંહજી પંડે નીકળી પડેછે. )



# અંક ૨ જો.

સ્થળ—રામપુર અને વન.

પાત્ર.

| | |
|---|---|
| કુલક્ષણા | રાજનગરના પાટવીની સ્ત્રી. |
| અમરો, રાજો, નરસંગ, મેધો | ૪ લૂટારાઓ. |
| માનસિંહજી | રામપુરનો પાટવી હીરાવતીનો સ્વામી. |
| રૂપસિંહજી | માનસિંહજીનો પિતા. |
| ગુણવંતી | રૂપસિંહજીની પત્નિ. |
| અમૃતરાય | રૂપસિંહજીનો મંત્રી. |
| અકલહીન | એક પારધી. |
| ભાણી | તેની મા. |
| દીર્ઘાચાર્ય | એક રૂષી. |
| ધાતકીસુર, જુસ્સાસુર | રાક્ષસો. |



# અંક ૨ જો.



## પ્રવેશ ૧ લો.

સ્થળ—રામપુર રૂપસિંહજીનો મહેલ.

રૂપસિંહજી અને ગુણવંતી. પછીથી અમૃતરાય.

ગુણવંતી—પ્રાણનાથ! જસવતસિંહની પૂત્રીના લગ્ન થયા કેહવે?

રૂપસિંહજી—મહુરેત ગઈ બીજનું હતું માટે થયા હશે.

ગુણવંતી—ત્યારે હજુસુધી માનસિંહજી કેમ ન આવ્યો?

રૂપસિંહ—પ્રિયા! શી ખબર પડે? શું એનો પત્ર પણ આવ્યોછે?

ગુણવંતી—શું, હજુ પત્ર પણ નથી આવ્યો? રખે બાઇને માળ આરોપી હોય, અનેતેના હર્ષમાં ન લખ્યો હોય.

રૂપસિંહ—અરે! એ તે વાતજ શી, આપણા ઘર સુધી એ કન્યા ક્યાંથી!

ગુણવંતી—એમ ખાત્રી હતી તો શા માટે એને મોકલ્યો?

રૂપસિંહ—પહેલી તો ના કહી હતી, પણ એનો જીવ જોવા ઉપર લલચાયો એટલે વળી હા કહી.

અમૃતરાય—(પ્રવેશ કરીને.) પૃથ્વીનાથ! કુંવર સાહેબનો પત્ર આવ્યોછે. લખેછે કે 'હું ખુશીમાંછું અને જસવંતસિંહની પૂત્રી સાથે મારાં લગ્ન થયાંછે"

રૂપસિંહજી—શું, માનસિંહજી સાથે લગ્ન થયાં?

અમૃતરાય—જી-હા! પણ જરા દીલગીરીની વાતછે.

રૂપસિંહજી—શી દીલગીરીની વાતછે? કઈ પહેરામણી ઓછી આપી? મને પત્ર તો બતાવો.

**અમૃતરાયજી**—સાહેબ! પત્રતો ઘેર ભૂલી ગયોછું. પહેરામણીની તો શી દીલગીરી હતી. પણ આતો લખેછેકે "જસવતસિંહની પૂત્રી હીરાવતી સાથે મારાં લગ્ન થયા બાદ તેને મારવા માટે તેની ભાભીએ તરકટ કરી વનમાં મોકલી. ત્યાં તેણે મારાઓને પોતાનો શણગાર આપી સમજાવી, સહેરમાં આવવા માડ્યું. પણ ભૂલી પડવાથી વનમાં જતી રહીછે."

**રૂપસિંહજી**—અરેરે! રાકને ઘેર રત્ન ક્યાંથી છાજે. એવાં સારા ઘરની કન્યા આવી, તો વચ્ચે આ ત્રીજું તાંન જાગ્યું. હવે માનસિંહજી ક્યારે આવશે, તે વિશે કાંઈ કાંઈ લખ્યુંછે?

**અમૃતરાય**—તે પણ—( અટકેછે. )

**રૂપસિંહજી**—કેમ અટક્યા? જે હોય તે કહી દ્યો. એતો ધારોજ છે કે "રાકને ઘેર રત્ન ન છાજે."

**અમૃતરાય**—પૃથ્વીનાથ! કુંવર સાહેબ પણ એના સોધન માટે નિકળી પડ્યાછે. લખ્યુંછે કે "મારાં માતપિતાને ધીરજ આપજો. અને કહેજો કે હું એક વર્ષ અવશ્ય આપની સમક્ષ હાજર થઇશ."

**ગુણવંતી**—( ગભરાટથી. ) અરે! આ સાચી વાતછે? તમે માનસિંહના અક્ષર બરાબર ઓળખોછો? જોજો પછી કોઈ દૂસમને ન લખ્યો હોય.

**અમૃતરાય**—ના ના! એમ નથી. આતો ખૂદ પોતાનાજ અક્ષરછે.

**ગુણવંતી**—અહો મારા વહાલ પૂત્ર! તેં કોઈ દીવસ તાઢ તડકો જોયો નથી, તે વગડામાં રખડી દૂઃખ શી રીતે સહન કરીશ? (અમૃતરાય પ્રત્યે,) તમે મને કહોતો ખરા કે, એ એકલો છે કે સાથે કોઈ છે?

**અમૃતરાય**—(તેને ધીરજ આપવા સારૂં.) અરે! એકલા તે હોય? ઓછામાં ઓછા પચાસ સ્વારે તો હશેજ

**ગુણવંતી**—પ્રાણનાથ! મારા તથા તમારા વિયોગે એ અન્ન પણ પુરૂ ખાશે?

**અમૃતરાય**—તમે ગભરાઓછો શા માટે? બાર મહીના કાલ વિતિ જશે. માટે ઇશ્વરપર વિશ્વાસ રાખી ભોજન કરવા પધારો.

**ગુણવંતી**—અરેરે! પુત્ર વગડામાં રખડી કષ્ટ ભોગવે, અને હું અત્રે સુખશાતાથી ખાવા બેશું? ના ના! તેમ થવાનુંજ નથી. હુંતો એનું મુખ જોઇશ ત્યારેજ અન્નપાણી લઇશ.

**રૂપસિંહ**—પ્રિયા! આમ ખેદ્દી શું થાયછે. પેટે કોઇને મુક્યું છે? ગંધારીનાં સતપૂત્ર અઢાર દીવસમાં મરણ પામ્યા, તોપણ તેને પેઠે મુકી હતી? મન વાળ્યા વિના છુટકો છે? એ સત્ય બોલનારછે, માટે બાર મહીના અવલ નક્કી આવશે. (અમૃતરાય પ્રત્યે) પ્રધાનજી! આપ પધારો. હું પણ જાઉંછું. પ્રિયા! ચાલો.

(સર્વે જાયછે.)

---

# પ્રવેશ ૨ જો.

સ્થળ—એક વડ વૃક્ષ.

**કુલક્ષણા પછીથી અમરો, રાજો, નરસંગ અને મેઘો.**

**કુલક્ષણા**—(એકલી) અહો પરમેશ્વર! હું કેમ કરૂં અને ક્યાં જાઉં તે સુજતું નથી. કંથે તજી, રતિલાલ પણ મરણ પામ્યો, નહી તો તે મારી ગોતને માટે આવત. અરેરે! મે નિરાપરાધી હીરાવતી ઉપર પૂરણ દ્વેષભાવ રાખ્યો

તેનું ફળ મને આ મળ્યું. અને હજીતો કેવીએ દશા થશે તે સમજાતું નથી.

લલિત છંદ.

અરર ઓ પ્રભૂ, શી થશે ગતી,
ખબર ના પડે, કેમરે રતી;
સતિ તને દુખી, મેં અરે કરી,
દુખ મને પડ્યું, અર્ણ નીસરી. ૫૧
હજુ નથી મને, સૂખનો સમો,
વિનતિ હું કરૂં, દુઃખઆ [1]કમો;
જગતનાથજી, વાર ધાઇને,
સુખ કરો મને, દૂઃખ કાપિને. ૫૨
અરર ઓ પ્રભુ, મૂજ ઉપરે,
દિલ નથી દયા, આપને અરે;
સરસ નામરે, શી રિતે પડ્યું,
જરૂર ભૂલમાં, એજરે જડ્યું. ૫૩

અરે! હું પણ ભુલુછું કે પરમેશ્વરને માથે દોષ દઈ વધારે પાપણી થાઉંછું. તેણેતો સતિ દ્રૂપતિ, સીતા, દમયંતી, વીગેરેનાં સત્ય જોવા માટે કેટલાં દૂખી કર્યાં હતાં? અરે! આ વખતે મારૂં ચીત ઠેકાણે નથી. તેઓ તો સત્ય અને શીયળવંતા હતા; અને હું તો મારા નામ પ્રમાણે એટલે એમનાંથી ઉલટાંજ લક્ષણવાળીછું. અહો ઇશ્વર! તું સત્ય શીયળની વારે ચઢે તેમાં શી નવાઈ? પણ અવગુણ ઉપર ગુણ કરી મારી વારે ધાય ત્યારેજ તું કૃપાસાગર સાચો. ત્રણ દિવસ થયાં અન્ન ઉદક મળતું નથી, ચાલી ચાલીને પગ પણ દૂઃખવા આવ્યાછે; માટે આ વડ નીચે જરાવાર નિદ્રાવશ થાઉં. (ઊંઘેછે. બાદ લુટારાઓ પ્રવેશ કરેછે.)

---

૧ ઓછાં કરો.

રાજો.—અરે! આજતો દન ઉન્યાના ભૂરછાને તરસ્યા રખડી મુવા, પણ કંઈ સકાર ધરચો નહી.

નરસંગ—હું કહેતો હતો કે મોટો સકારે હાથ નહી આવે, એને લુટો પરા. ત્યારેતો મોટા તરવારીઆના દીચરા થઈ ગયા હતા. અને હવે પચાત કરેશે.

રાજો—એહ એહ તીહમારખાં. આપણે મોટા લુટારા થઈ ગરીબને તે લુટીએ?

બેચો—હશે? એતો થવાનું હોય તે થાય. બાપા? એતો શકનના બેરશે. હેંડો પેલા વડ નીચે બેસોયે. ત્યાં જઈ બે જણ હરત રાખજો, ને બે જણ ધેંહ રાંધજો. (સઘળા વડ નીચે ચાલી આવેછે. ત્યાં કુલક્ષણાને સુતેલી જોઇને.)

અમરો—હે પરમેશ્વર! તારી અમારાપર બરોબર મેહેરબાની શે. અત્યાર સુધી શકાર ન આવ્યો તેને બદલે જન્મનાં દૂઃખ કાપી નાખ્યાં. (કુલક્ષણાને ઘોકો મારીને) ઊતાર ઘરેણું.

કુલક્ષણા—(ઝબકી જાગી ઊઠીને) લ્યો વિરા! મારે ઘરેણાંને શું કરવું છે? (ઊતારવા માંડેછે.)

રાજો—એ-લોહો નહી-લેહો નહી. એતો ધરમનું કહેવાય. એને બેચાર ધોચલાં દઇને લ્યો. સૌ મારવા માંડેછે.)

કુલક્ષણા—અરે વિરાઓ! તમે મને સામાટે મારોછો? મેં તમારૂં શું બગાડયું છે? અહો પરમેશ્વર! હવે મારા ગુનાની શીક્ષા મને મળી ચુકી. માટે હેદયા નાથ! કંઇક કૃપાં કરી મને આ દૂઃખરૂપી અબધીમાંથી તારેય. અરે-વિરાઓ! તમને અબળાની દયા પણ નથી આવતી?

રાજો—શું, ત્યારે અમે ધરમનું લઇએ?

નરસંગ—(મોટે સાદે) મારહો નહી-મારહો નહી. આપણી હાથે લઇ લ્યો; હું એને પરણીશ.

રાજો—લે-તારાં નશીબ ઉઘડ્યાં. હેડ અમારી હાથે, નહીતો (ધોકો બતાવીને ) આ દયો.

કુલક્ષણા—( મનમાં. ) હશે-સુખે ખાવા તો મળશે. કુલક્ષણાછું તે કઈ સતી કહેવાઇશ? (ચાશન ) ચાલો! મારી ક્યાં ના છે. ( સર્વે જાયછે. )

---

# પ્રવેશ ૩ જો.

સ્થળ—વન.

**માનસિંહજી પછીથી અમરો, રાજો, નરસંગ. અને મેધો.**

માનસિંહજી—( એકલો ) અહો ઈશ્વર! તારી ગતી અગમ્યછે. નહિતો હું રાજપુત્ર જે પાંચસો સ્વાર સહીત ફરનાર, તે આજ આ વનમાં એકલો રખડું? કહ્યું છે કે—

॥ શ્લોક ॥

रंकंरोतीराजानं, राजानंरंकमेवच;
धनिनंनिर्धनंचैव, निर्धनंधनिनंतथा. ५

ટીકા-જો ઈશ્વર કૃપા કરશે તો ભીખારીને રાજ આપશે; અને જો-કોપાયમાન થશે તો રાજાને પણ ભીખારી કરી નાખશે. તેમજ નિર્ધનને ધનવાળો અને ધનવાનને ધન રહીત કરશે. એવી ઈશ્વરની સત્તા છે, એ સત્યછે.

વહાલી હીરાવતી! તારો વિયોગ શહન કરવા હું અશકતછું. બે ત્રણ દીવસ થયાં આ વગડામાં રખડુંછું, પણ લેશમાત્ર પત્તો લાગતો નથી.

હરિગીતછંદ.

રે! અરેજ મારી સુણિ વિભૂ, ચીત માંહીં રાખજો;
નીજ દાસ જાણિને તમે સૌ, દૂઃખ મારાં કાપજો;

તુજ વીના દૂઃખ કાપનાર, આ ધરામાં કો નથી,
પતિને મેળવજો એટલે, છુટ્યો હુંતો દૂઃખથી. ૫૪

( લુટારાઓ પ્રવેશ કરેછે. )

**રાજો**—અલ્યા અમરા ! આય આય કાલ જેવો સકાર હાથ આવ્યાસે.

**અમરો**—( નરસંગ તથા મેઘા પ્રત્યે. ) હેડો હેડો ! એની પાંહે જઇએ. ( ચારે જણ તેને ઘેરી લેછે. )

**માનસિંહજી**— ( મનમાં )

॥ श्लोक ॥

तावद्भयेषुभेतव्यंयायद्भवमनागतम;
आगतंतुभयंदृष्टचा प्रहर्तव्यमशंकया ॥ ६ ॥

**અર્થ**—જ્યાં સુધી ભય પ્રાપ્ત થયું નથી, ત્યાં સુધી તેની બીક મનમાં રાખવી. અને પ્રાપ્ત થયા પછી બીક ન રાખતાં હરેક યુક્તિવડે દુરં કરવું. તેમ ન કરીએ તો આપણો નાશ થાય.

(ચાસન.) જૂઓ ભાઇયો! મારી પાસે આ બંધુક શીવાય બીજું કઈ નથી. જો તે જોઇતી હોયતો અહીં રહ્યાંજ એક બેને આપું.

**નરસંગ**—અલ્યા ! ટૂટી પડો-એનો હો ભારશે આપણે ચાર એકને પૂરો નહી કરીએ? ( લડાઇ થાયછે. તેમાં બે લુટારાઓ મરણ પામેછે એટલે ) અરે ભાઈ ! તમે અમારા બે માણસને મારી નાખ્યા, હવે અમારા ભેગા રહો. યમ રહેશો કે ધોચલું દઉ ? કાંતો અમે મરશુ ને કાતો તને મારશું. યમ શો જવાબ દેશે ?

**માનસિંહજી**— ( મનમાં )

॥ श्लोक ॥

लूब्धमर्थेनगृन्हीयात, स्तब्धमंजलीकर्मणा;
मूर्खच्छंदानुंवृत्त्याच, यथार्थत्वेनपंडितम ॥ ७ ॥

અર્થ--જો આપણો શત્રૂ ઘણો જોરાવર અને લોભી હોય, તો તેને દ્રવ્યથી વશ્ય કરવો; જે સ્તબ્ધ (અહંકાર) થી ઘણો ગર્વિષ્ટ હોય તેને હાથ જોડી નમૃતાથી વશ્ય કરવો; મૂર્ખને તેની મરજી પરમાણે ચાલીને વશ્ય કરવો, અને પંડિતને યથાર્થ ભાષણ કરી વશ્ય કરવો. કારણ ડાહ્યા માણસે ખોટૂં બોલવું સારૂં લાગતું નથી.

માટે હાલતો તેઓની મરજી જાળવવી. પછી કંઈ યુક્તિ કરી છૂટી જઈશ. (પ્રાશન.) ચાલો! હું તમારી સાથે આવવા તૈયારછું. (સર્વ જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—વન. લુટારાઓની ગુફા પાસે એક જગ્યા.

**કુલક્ષણા પછીથી માનસિંહજી, નરસીંગ અને અમરો.**

કુલક્ષણા—(એકલી) અહો કૃપાશાગર! કાંઈકતો દયા કર. મુજ અબળા ઉપર આટલો જૂલમ કરવો તને ઘટતો નથી. વગડામાં રખડી રખડીને તથા કાલ માર ખાવાથી મારૂં શરીર પાકા ગૂંમડાં જેવું થઈ ગયુંછે. એ રસોઈ કરવાનું કહી ગયાછે. મને આવડતી નથી; તેથી હજી શી ગતી થશે તે સમજાતું નથી. સવારનું સાંજે ને સાંજનું સવારે પણ પુરૂં ખાવા મળતું નથી. અરે હીરાવતી! મેં તને દૂઃખી ન કરી હોતતો બશ હતું. અરે! એમાં મારો શો દોશ? કહ્યું પણ છે કે—

॥ श्लोक ॥

उत्पन्नप्रश्चात्तापस्य, बुद्धिर्भवतियादृशीं;
तादृशीयदीपर्वेस्या, त्कस्यनस्यान्महोदयः ॥ ८ ॥

**અર્થ**—કોઈ પણ ન કરવા યોગ્ય કામ કીધા પછી પસ્તાવો થઈ જેવી સ્વચ્છ બુદ્ધિ થાયછે, તેવી જો પહેલથી થઈ હોયતો કોનું કલ્યાણ થવાનું નથી! અર્થાત થયેજ.

હાય હાય! હું આવા વિચારમાં રહીશ, અને એ દૂષ્ટો આવી પહોંચશે તો મારી શી વલે! જીવ! અહીં રહેવામાં સાર નથી, માટે કર ઉતાવળ. આવો વખત ફરી ફરીને ક્યાં મળવાનો છે? માટે ઘરેણું પણ લેતીજ જાઉં ને (ઘરેણું લઈ નાશી જાયછે. બાદ માનસિંહજી તથા લુટારાઓ પ્રવેશ કરેછે.)

**નરસંગ**—અલ્યા અમરા! અહી કાલવારી બાયડી ચમ નથી દેખાતી?

**અમરો**—રાંડ નાહીતો નથી જઈ?

**નરસંગ**—ગઇતો મારા બાપ પાંહે ગઈ,પણ ઘરેણું હંભારો.

**અમરો**—(મુકેલ સ્થળે ઘરેણું તપાસીને) આહુયતો ઘરેણું નથી. વસારતો કરો કે એ જાય અને ઘરેણું હું કરવા મુકતી જાય.

**નરસંગ**—હવે પચાત પસે કરજો. હમણાં તેને ગોતી લાવો. (અમરો જાયછે, અને કુલક્ષણાને પકડી મારતો મારતો લાવેછે એટલે) આપણે એનું શું કામસે. ઘરેણું લઈ નાક કાપી કાઢી મૂકો.

**કુલક્ષણા**—અહો રાણીજાયા વિર પુરૂષો! તમે મને આ ગુનાની માફી દ્યો.

**અમરો**—(નાક કાપીને ધક્કો મારેછે.) જા રાંડ! અમારે તારૂં કામ નથી. (ધકામારી કાઢી મુકેછે.)

**નરસંગ**—હેંડો માહય જઇએ પરા. વાહે અહવારો ફરેસે.તે આવી પહોંચેતો હતાપ થાય.(સર્વે ગુફામા જાયછે.)

# પ્રવેશ ૫ મો.

સ્થળ--સરીતા કાંઠો.

**કુલક્ષણા પછીથી અકલહીન.**

કુલક્ષણા—(એકલી) અહો પરમેશ્વર! મારે સામે કાંઠે જવુંછે. અને નદીમાં વારીપુર આવ્યુંછે. માટે હે નોધાર આધાર! અજરા મરણ! અભરા ભરણ! જગતના પ્રતિપાળ! તું મારી વારે ધાઈ રક્ષા કરજે. (નદીમાં ઉતરેછે અને મધ્યે આવતાં તણાવા માંડેછે એટલે.)

ઉધોર છંદ.

ઇશ્વર કર તું મુજપર મે'ર, શામાટે કરેછે કેર;
થઇને જગતનો તું તાત, થાવા દે ત્રિયાની ઘાત.૫૫
કીધોછે ઘણો મેં દોષ, તેથી કરે તું બહુ રોષ;
ગૂના ક્ષમા કરિ આ વાર, મદદ કરજે તું નિરધાર.૫૬
જન સરવ તણો પ્રતિપાળ, સર્વે તમતણા છે બાળ;
વિનતિ આ તું હૈયે ધાર, કરજે કિંકરિ કેરીવાર, ૫૭

(એવામાં તેને એક મગર ગળી.જાય છે. કુલક્ષણાના હાથમાં રહી ગયેલ છરી મગરને વાગવાથી તેને ચુક પડે છે; તેથી તે સરિતા બહાર આવી ઊંઘેછે. બાદ અકલહીન પ્રવેશ કરી સીકારનો તપાસ કરેછે. એવામાં તેની નજરે આ મગર પડવાથી તેને તીર મારેછે, તે તીર મગરને વિંધિ કુલક્ષણાની આંખમાં વાગેછે. બાદ અકલહીન તેની પાસે જઈ તેને ચીરેછે, અને કુલક્ષણાને જોઇ ગભરાટથી બોલી ઉઠેછે.)

દોહરા.

અહો વિભૂ આ કોણ છે, ડાકયણ કે નકિ ભૂત;
કે ચૂડેલ આજ આ, રૂપ કર્યું અદભૂત. ૫૮

પણ તે મગર પેટમાં, પેઠી શાને માટ;
જિવ લેવા સું માહારો, ઘડ્યો હશે આ ઘાટ. ૫૯
હાય હવે હું શું કરૂં, આ વગડાની માંય;
નાશું હીંમત રાખિ તો, વાસે આવી ખાય. ૬૦
કેમ કરૂં ને ક્યાં જઉં, સુજે નહી ઊપાય;
આયુષ મુજ આવી રહ્યું, હાય હાયરે હાય. ૬૧
(મૂર્છા પામેછે.)

કુલક્ષણા—(પવન લાગવાથી જરા શુદ્ધિમાં આવેછે એટલે ) અરે ! મને આ નેત્રે કળતર કેમ થાયછે. (જમણા નેત્ર ઉપર કર મૂકે છે). હાય હાય ! આતો ફુટી ગઈ. છે. જો લોહી પણ નીકળવા માંડ્યું. અહો પરમેશ્વર ! નાક ગયું, નેત્ર ગયું, હવે તો કંઈક દયા કર. અરે ! પણ મને આ મગરના પેટમાંથી કાડનાર કોણ? (આસપાસ જોતાં અકલહીન નજરે પડેછે એટલે ) અરે! આ પુરૂષજ મને જીવતદના દીધું હશે. પણ તે આમ ઉંધો કેમ પડ્યો છે? એતો એજ. મને જોઈ ડર્યો હશે. જીવ ! ડરને લીધે એનું મરણ થઈ જશે, માટે એના મનમાંથી વહેમ કાઢી નાખું. (તેની પાસે જઈ પવન નાખે છે, એટલે શુદ્ધિમાં આવીને.)

અકલહીન—અરે બાપ ! ખાધોરે ખાધો !!! (ચમકી બેઠા થઈ આઘો જતો રહેછે.)

કુલક્ષણા—તમે ગભરાશો નહી. હું ભૂત પ્રેત નથી, પણ દુઃખની મારી સ્ત્રીછું.

અકલહીન—(જરા હીમત ચલાવીને ) તું મને છેતરવા ધારેછે? તું સ્ત્રીછું તો આ મગરના પેટમાં શા માટે પેઠી?

કુલક્ષણા—તમે શાન્ત થઈ મારી પાશે બેશો, અને હું કહું તે સાંભળો; એટલે તરત ખાત્રી થશે.

**અકલહીન**—ના ! તારી પાશે તો નહી આવું. આટલે છેટેથી કહે.

**કુલક્ષણા**—(મનમાં) તે વહેમાઈ ગયેલ છે, માટે એની મરજી મુજબ ચાલવું. (ચાસન.) હું અતિ દુઃખી-પણ સ્રીછું, મારૂં નામ કુલક્ષણા છે, અને સતિને દુઃખ દેવાથી મારી આવી માઠી દશા થઇછે. વિરા ! મેં એને માથે એટલો જુલમ ન ગુજાર્યો હોત તો, આજ કેવાં સુખ ભોગવતી હોત તે મારાથી કહી શકાતું નથી.

**અકલહીન**—આટલી પસ્તાયછે, ત્યારે શું કરવા એસકર્યું!

**કુલક્ષણા**—એમાં મારો દોષ નથી. શાસ્ત્ર પણ કહે છે.

## ॥ श्लोक ॥

**ननिर्मिकेनापिनदृष्टपूर्वा, नश्रुयतेहेममयीकुरंगी;**
**तथापितृष्णारघुनंदनस्य, विनाशकालेविपरीतबुद्धी.**

**સમજણ**—પહેલાં સોનાનું હરણ કોઇએ ઉત્પન કીધું નથી, જોયું નથી; તેમ સાંભળ્યું પણ નથી. એમ છતાં રામચંદ્રજીને હરણ ઝાલવાની ઇચ્છા થઈ, વાસ્તે નાશ થવાનો હોય તે વખતે મોટા લોકની પણ બુદ્ધિ ફરી જાયછે.

**અકલહીન**—એ તો ઠીક ! પણ તું આ મગરના પેટમાં શા વાસ્તે પેઠી, તે તો કહે.

**કુલક્ષણા**—( અથ ઇતિ વાત કહી સંભળાવીને ) કહો ભાઈ ! મારાં દુઃખનો પારછે ?

**અકલહીન**—( પુરણ ખાત્રી થવાથી પાસે આવીને. ) રાંડ ! ભાઈ કેને કહેછે ? મારી સાથે ચાલ ! હું તને પરણીશ એટલે તારા દુઃખનો પાર આવશે.

**કુલક્ષણા**—અરે ! એ શું બોલ્યા ! તમે તમારા માર્ગે ચાલ્યા જાઓ, હું પણ જાઉંછું.

**અકલહીન**—રાંડ! આવેછે કે ટોપરાપાક જમાડું?

**કુલક્ષણા**—(મનમાં) જીવ! આ વગડામાં ફળ ફુલ પણ પુરાં મળતાં નથી, ત્યારે અન્નની તો આશાજ શી? કુલક્ષણા છું તે કંઈ સુલક્ષણા થઈશ? તેની સાથે જવાથી સુખે ખાવાતો મળશે? (ચાસન) ચાલો—હું તમારી મરજીને આધીન છું તમારા ઉપકારના બદલામાં ના નથી કહેવાતી. (બંને જાયછે.)

---

# પ્રવેશ ૬ ઠો.

સ્થળ---વન, અકલહીનની પર્ણકુટિકા.

**ભાણી પછીથી અકલહીન અને કુલક્ષણા.**

**ભાણી**—(એકલી.) અરે! મારૂં માથું કેમ દુઃખેછે? દુખેજ તો સાઠ સાઠ વરસ થયાં તોપણ નીરાંતે બેસવા દીવસ આવ્યોછે? ત્રીસ વરસનો દીકરો મો આગળ કુંવારો ભમે એ કાંઈ ઓછું દુઃખછે? ઘડપણને લીધે મારાથી કામ પણ થતું નથી. આંખે પુરૂ દેખાતું નથી, તેથી રસોઈ કરતાં વારંમવાર દાઝુછું. હાય હાય! હું શું કરૂં? માથામાં વધારે ચસકા આવવા લાગ્યા. જીવ! જરાવાર ઊંઘું. પછી રાંધીસ. (ઉઘ્યા બાદ શરીર ઉપર હાથ ફેરવીને) હાય હાય! આતો દીલ તપી તાવ પણ આવ્યો. શું, હવે મારાથી રંધાવાનુંછે? (અકલહીન અને કુલક્ષણા પ્રવેશ કરી, અકલહીન પોતાની માને બોલાવેછે એટલે ધીમે સાદે) બેટા! મને તાવ આવ્યોછે. મારામાં રાંધવાની હીમત નથી, માટે તું રાંધ. (પોતે નિદ્રાવશ થાયછે.)

**અકલહીન**—(કુલક્ષણા પ્રત્યે) આમાંથી લોટ લઈ રોટલા કર.

**કુલક્ષણા**—(મનમાં) અરે મારા બાપ! લેશવાર

પણ હીંચોળેથી હેઠી ઉતરતી નહોતી. જરા છીંક આ-વેતો "ખમાખમા" એવા હજારો પોકાર થઈ રહેતા. તે આજ રોટલા કરવા દીવશ આવ્યો? હાય હાય! મને તે શી રીતે આવડશે! (ચાસન) મને રોટલા કરતા નથી આવડતા બીજું જે કહો તે કરૂં.

**અકલહીન.**—(ગોળો દઈને.) રોટલા નથી આવડતા ત્યારે બીજું શું આવડશે! (મારવા માંડેછે.)

**કુલક્ષણા**—અરે એતો હસ્તા હસ્તા કહુંછું. કહો શા-ના કરવાછે?

**અકલહીન**—તારી મરજીમાં આવે તેના કરય.

(કુલક્ષણા રોટલા કરવા માંડેછે. પણ આવડતા નથી એટલે અકલહીન તેને મારી શીકારે જાયછે.)

**કુલક્ષણા**—અહો પરમેશ્વર! દીનાનાથ! તું ભક્તોની વારે ચઢે એમાં શી નવાઈ? પણ અવગુણ ઉપર ગુણ કરી મારી વારે ધાય ત્યારેજ તું કૃપાશાગર સાચો. અરેરે! હું આવા વિચારમાં રહીશ, અને એ આવી પહોચશે તો વળી ગમે તે વાંક કાઢી મારશે. માટે અહીંથી સટકી જ-વા સીવાય મારા દૂ:ખનો અંત આવનાર નથી. મને એ-ણે મારી માટે હુંપણ એનું વેરવાળું તોજ ખરી. (બાળીને મારી નાખી સટકી જાયછે. બાદ અકલહીન પ્રવેશ કરેછે, અને પોતાની માનું મડદું નજરે પડવાથી ગભરાઈને.)

**અકલહીન**—અરેરે! એ રાંડે એના જેવો મને પણ કર્યો. પણ હુંજ ખરોકે આની સાથેજ એને મોકલું. ચાલ જીવ! એનો શોધ કર. (જાયછે.)

---

# પ્રવેશ ૭ મો

## સ્થળ—વન.

### કુલક્ષણા પછીથી અકલહીન.

**કુલક્ષણા**—( એકલી ) અહો કૃપાસાગરે! કંઈકિતો દયા લાવ. છેકજ નિર્દય શું બની ગયોછું. અબળા ઉપર આટલો જૂલમ કરવો તને ઘટીતછે? નાક ગયું, નેત્ર ગયું, અને હજી તો કેવી દશા થશે તે સમજાતું નથી.

**અકલહીન**—( પ્રવેસ કરીને ) બે દીવસ થયાં રખડતો હતો તે આજ હાથ આવીછે. જો હવે ઈશ્વર પાસે તને તાકીદથી મોકલી દઊંછું; એટલે તેને દયા આવશે. ( તરવાર ઉગામેછે. )

**કુલક્ષણા**—( ધ્રુજતી ધ્રુજતી ) અરે! તમને કંઈપણ દયા નથી આવતી કે, અબળા ઉપર આટલો જૂલમ ગુજારોછો. સ્ત્રી હત્યા કરવાથી કેટલું પ્રાશ્ચિત લાગેછે? તેનો તો વિચાર કરો.

**અકલહીન**—ચુપ! મારી માને મારતા તને દયા ન આવી, ત્યારે તને મારતાં મને ક્યાંથી આવશે! તેં સ્ત્રી હત્યા કરી તો મને કરતાં શી હરકતછે? ( વાસાપરે સમશેર મારેછે. )

**કુલક્ષણા**—અરે મારા બાપ! હવેતો નક્કી મારૂં મરણ આવ્યું. અહો કૃપાશાગર! કંઈકિતો દયા કર. એકદમ કૃરદ્રષ્ટી કરવી એ તારા નામને યોગ્ય નથી.

**દોહરા.**

ઈશ્વર ઈશ્વર હું કરૂં, જવાબ નવ દે કેમ; ?
હું મરવાથી તુજ તણાં, લોચન ટાઢા હેમ. ૬૨
કૃપાનિધી કોણ કહ્યું, નામ તમારૂં શાર;

નામ બરોબર ગુણ નથી, નક્કિ કહું આ વાર. ૬૩

**અકલહીન**—કેમ, ભગવતને સંભારી રહી? હવે હું મારી સમશેર સંભારૂં?

**કુલક્ષણા**—તમે અબળાની કંઈપણ દયા નહી લાવો? મેંતો ઈશ્વરની સ્તુતીને બદલે નિંદા કરીછે, માટે તેની માફી માગી લઉં એટલે મારજો.

**અકલહીન**...હું ખોટી થાઉંછું. ત્યાં પાસે માફી માગજે. (ઝટકો મારી નાશી જાયછે, બાદ રડતી રડતી કુલક્ષણા પણ જાયછે.)

---

# પ્રવેશ ૮ મો.

સ્થળ—વન, દીર્ઘાચાર્યજીની પર્ણકુટિકા.

**દીર્ઘાચાર્ય, પછીથી કુલક્ષણા.**

**દીર્ઘાચાર્ય**—નારાયણ! નારાયણ!! નારાયણ!!! અહો વિશ્વેશ્વર! તારી ગતિ અતિ અગમ્યછે. તેનો પાર કોઈ પામ્યા નથી ને પામવાના પણ નથી.

**કુલક્ષણા**—(પ્રવેશ કરીને.) અહો તપેશ્વરી! જ્ઞાનેશ્વર! હું આ દૂઃખ રૂપી અબ્ધીમાંથી ક્યારે નીકળીશ તે કૃપા કરી કહો.

**દીર્ઘાચાર્ય**—બેન! આજ સવારના પહોરમાં તે દૂષ્ટ સ્ત્રીએ મને મુખ દેખાડી મારા તપમાં ભંગ કર્યો. હવે તારી પાસે વધારે વાર ખોટી ન થતાં ઈશ્વર સ્મરણાર્થે હું પર્ણકુટિકામાં જાઉંછું.

**કુલક્ષણા**—રૂષિરાજ! મારો કે જીવાડો, પણ એ પ્રશ્નનો ઉતર લીધા શીવાય હું આપની પાસેથી જનાર નથી.

**દીર્ઘાચાર્ય**—(મનમાં) સ્ત્રી, બાળ, રાજા, અને જો-

ગી; એ ચાર પોતાની હઠ છોડતાં નથી. માટે આને કીધા શીવાય છૂટકો નથી. (જ્ઞાનદ્રષ્ટીએ જોઇને) છીં! છીં!! છી!!! હે સ્ત્રી! તું અહીંથી જા. અરે ખોટાં કર્મ કરનારી! નીરાપરાધીને દુઃખ દેનારી!! અને "વધવા નાત કરે ઉપાય" એ કહેવત પ્રમાણે સર્વને તુ તારા જેવા દુઃખી કરનારી!!! મારી પાસેથી જા. (પણ જતી નથી એટલે) અરે દુષ્ટ સ્ત્રી! હવે તને બીલકુલ સુખ મળવાનું નથી; માટે મારો કેડો છોડ).

કુલક્ષણા—અહો રૂષીરાજ! મેં આપ જેવા મહામુનીના દરશન કર્યાં, તોપણ મારૂં દુઃખ નિવારણ ન થાય એ નવાઇ જેવુંછે?

દીર્ઘાચાર્ય—બેન! તું વધારે વાર તારૂં મુખ બતાવી, મને પણ તારા જેવો કરવા ચહાયછે? અહીથી જા. નહીતો શાપ દઇશ.

કુલક્ષણા—જ્યારે મને ભવિષ્યમાં પણ સુખ તો છેજ નહી, ત્યારે તમારેહાથેજ મરૂં કે બીજે અવતાર તો સુગતિ થાય.

દીર્ઘાચાર્ય—બેન! જા? મારાપર દયા કરી અહીંથી જા!! (પણ નથી જતી તેથી પોતે લોપ કરી જાયછે.)

કુલક્ષણા—રાવણ જેવા પાપીનું મૃત્યુ રામચંદ્રજીને હાથે થયું તેથી તેની સુગતિ થઇ. તેવીજ રીતે મારૂં પાપણીનું મૃત્યુક એ મુનીને હાથે થયું હોત તો, મારી પણ સુગતિ થાત. પણ રાવણે રામચંદ્રજીનો ગૂનો કર્યો હતો, તેવી રીતે મેં પણ એમનો ગૂનો કર્યો હોતતો મારી મનોવૃતી પરીપુરણ થાત. અરેરે! આ યુક્તિ આગળથી સુઝી હોતતો કેવું સારૂં? જીવ? હવે દીલગીરી કર્યે કંઇ વળવાનું નથી, માટે ચાલ એમની શોધ કરૂં. (જાયછે.)



# પ્રવેશ ૯ મો.

સ્થળ—વન, દીર્ઘાચાર્યજીની પર્ણકુટીકા.

દીર્ઘાચાર્ય પછીથી કુલક્ષણા.

દીર્ઘાચાર્ય—સચ્ચિદાનંદ! સચ્ચિદાનંદ!! સચ્ચિદાનંદ!!! અહો વિશ્વેશ્વર! કષ્ટહરા! ખરા પ્રેમથી કરેલ મારૂં વંદન આપ સ્વવીકારશો.

કુલક્ષણા—(પ્રવેશ કરીને) જે કામને માટે ઘણા દીવસ થયા હું રખડી હતી, તે કામ આજ સિદ્ધ થાય એમ લાગે છે.

દીર્ઘાચાર્યો—(કુલક્ષણાને જોઇને) અરે દુષ્ટ સ્ત્રી! તુ જે કામે આવીછે, તે કામ કદીપણ થવાનું નથી. હું તને મારનાર નથી. તેમ મારે હાથે મરવાથી લેશ માત્ર તારૂં કલ્યાણ થવાનું નથી. જો—તુ તારૂં કલ્યાણ થવા ઇચ્છતી હોય તો, તારે દેશ જઈ ખરા ભાવથી તારા સ્વામીની સેવા કર. સાંભળ શાસ્ત્ર શું કહેછે?

श्लोक.

भर्तादेवोगुरूभर्ताधर्मतिर्थव्रतानिच;
तस्मातसर्वपरित्यज्यपतिमेकसमर्श्चयेतः ॥१०॥

ટીકા—પોતાનો પતિછે તેને જે દેવતા, ગુરૂ, તિર્થ, વ્રત, અને પરમેશ્વર કરીને જાણવો. એટલા માટે સર્વને મુકી એક સ્વામીનીજ સેવા કુળવાન સ્ત્રીએ કરવી. એ સિવાય બીજો ધર્મ સ્ત્રીને ઉધાર થવાનો નથી.

કુલક્ષણા—સાહેબ! એવાતો હજારો શ્લોક હું જાણુંછું. સાંભળો, ભરથરી શતકમાં શું કહ્યુંછે?

॥ श्लोक ॥

खल्वाटोदिवसेश्वरस्याकिरणैःसंतापितेमस्तके,

गच्छंदेसमनातपंविधिवशात्तालस्यमूलंगतः
तत्राप्यस्यमहाफलेनपतितोभग्नंसशब्दंशिरः,
प्रायोगच्छातियत्रदैवहतकःस्तत्रेवयांसापदः ॥१॥

અર્થ—કોઈ ભાગ્યહીન માણસ વનને વિશે ચાલતો હતો. સૂર્યના કીરણોના તાપથી સંતાપ પામી, તે તાપ સમાવવા માટે એક તાડના વૃક્ષની છાંયા તળે તે ગયો. એવામાં તે વૃક્ષનું મોટું ફળ તેને માથે પડ્યું, અને મોટો ધબકારો થઈ મસ્તક ફુટી ગયું. તે માટે દૈવનો હણેલ, દુઃખી, દરીદ્રી, દુર્બળ, એવાં માણસને જ્યાં ત્યા આપદાજ પ્રાપ્ત થાયછે.

હવે આ ઉપરથી આપ વિચારો કે, ત્યાં જઉ અને કંઈ પણ ન પુછતાં એકદમ મારી નાખેતો હું શું કરૂં?

દીર્ધાચાર્ય—આટલું સમજેછે ત્યારે વિચાર તો કર કે, મને દુઃખ દેવામાં તને શો ફાયદો છે? મારો જીવ જશે તોપણ હું તને મારનાર નથી. ત્યારે શા માટે તું મને દુઃખી કરવા ધારેછે? મેં તારો શો અપરાધ કર્યોછે? તેનોતો વિચાર કર.

કુલક્ષણા—રૂષીરાજ! જરા પણ કુવિચારથી હું આપની પાસે આવી નથી; માત્ર દરશનાર્થેજ આવીછું. એમ છતાં આપને વહેમ આવેછે તો આ ચાલી. (ધીમેધીમે ચાલવા માંડેછે.)

દીર્ધાચાર્ય—અહો! એ સ્ત્રી સાથે વાત કરતાં બહુ વખત જતો રહ્યો. ભાનૂ પણ માથે આવવા થયોછે. જીવ! ચાલ તાકીદ કર, સેવાનો વખત વહી જાયછે. (પર્ણકુટિકામાં જાયછે.)

કુલક્ષણા—(રૂષિને અંદર ગયા જાણી પાછી આવી-

ને) જીવ! આવો વખત ફરી ફરીને ક્યારે મળશે? હવે શી યુક્તિ કરૂં કે મારો વિચાર પાર પડે! (વિચાર કરીને) હાહા! એક મારી યુક્તિ સુઝી.(ઓતરફથી ઝુપડી શળગાવેછે.)

દીર્ઘાચાર્ય—(જરાવાર પછી) અરે દુષ્ટ સ્ત્રી! મારૂં કહ્યું ન માની તેં આ દુષ્ટ કામ કર્યું. ઈશ્વરે ભક્તિમાં હું હતો માટે મારાથી બહાર નીકળાયું નહી. મારી સઘળી કાયા બળી ગઇ છે. હવે આ દુઃખરૂપી સંસારનું મુખ જોવું પણ છોડી ઈશ્વરની હજુમાં હું જાઉંછું. પણ તેની અગાઊ તને આના બદલે એટલુંજ કહુંછું કે, તું આંધળી થઈશ; અને તારૂં મૃત્યુક અસુરોને હાથે થશે. (બીજો શ્રાપ દેવાના ડરથી કુલક્ષણા નાશી જાયછે; અને થોડે છેટે ગયા બાદ આંધળી થાયછે. રૂષિનો જીવ સ્વર્ગે જાયછે; અને પર્ણકુટિકા બળી રાખ થઈ જાયછે.)

---

# પ્રવેશ ૧૦ મો.

સ્થળ—વન.

**કુલક્ષણા, પછીથી ઘાતકીસુર અને જુસ્સાસુર.**

**કુલક્ષણા**—અહો પરમેશ્વર! તમને કંઈ પણ દયા નથી આવતી કે, કંચનને હીંચોળે બેસનારને આ વગડામાં રખડાવોછો. હું ગમે તેવી નિર્દય, પાપણી, અકલહીન, ભાગ્યહીન, તોપણ તારી પૂત્રીછું; માટે કંઈક દયા કર. વધારે નહી તો ફક્ત અસુરોને હાથે મૃત્યુક થતું અટકાવ. અથવા મૃત્યુક વખતે તારા દરશન દઈ મને પાવન કર.

**હરિગીત છંદની ચાલ.**

હે! ભૂધરા આજ કેમ તમે, છેક નિર્દય બનિ ગયા,
મુજ નાકને આંખો ગઈ પણ, આવિ તમને નહિ દયા;

શું હું મહિપતિ તણી સુતાને, દૂષ્ટ નક્કી મારશે.
વળી ભક્ષ મારૂં તે કરીને, નિજ ઉદરને ઠારશે. ૬૪
જૂલમ અબળા ઉપર કરવો, આપને અઘટીત છે,
વળી આપનીજ સહાય વીના, દૂઃખ કેમ મટીત છે;
પૂત્રિ જાણી દયા આણી, સહાય થઈ ઘો ધારણા,
છેકજ મન કઠોર કીધું શું, દૂઃખના નીવારણા. ૬૫

(રાક્ષસો પ્રવેશ કરેછે.)

**જુરૂસાસુર**—અરે! અત્રે કોઈ મનુષ્ય દેહની ગંધ આવેછે. અલ્યા ઘાતકીસુર! કેમ ખરી વાત કે નહી?

**ઘાતકીસુર**—અરે હા! કોઈ માણસ ગંધાયછે. કેમ ભાઈ! શો વિચારછે?

**કુલક્ષણા**—(ધ્રુજતી ધ્રુજતી.) અહો પરમેશ્વર! અત્યાર સુધી તારા નામનો જાપ જપ્યો, તોપણ તને કંઈ દયા નથી આવતી? હું આંધળી કંઈ તરફ નાશું? બચવા માટે નાસવા જઉં, અને એ દુષ્ટોના પંજામાં સપડાઉં ત્યારે હું શું કરૂં? હાય હાય! શું, અસુરોને હાથે મારૂં રાજકન્યાનું મૃત્યુક થશે? અરે ઈષ્ટ! કંઈક દયા કર. તારી નિંદ્યા કરવામાં મેં કંઈ પણ બાકી રાખ્યું નથી; પણ તું મોટા દિલવાળોછું, તેથી તે સઘળી વાતની માફી આપી આ દુષ્ટોના હાથથી મને બચાવ.

**જુસ્સાસુર**—અલ્યા ઘાતકીસુર! આમ મુંઢ જેવો કેમ બની ગયોછું? એક માણસને મારવું એમા ક્યારેનો શો વિચાર કરેછે?

**ઘાતકીસુર**—ભાઈ! જરા ધીરજ રાખ. કોઈક દેવી હોયતો આરાસુરે જેવું થાય. પણ "તે મનુષ્યછે" એવી તને ખાત્રી હોય તો ચાલ આપણે બંને જઈએ.

**કુલક્ષણા**—(આ વાત સાંભળીને મનમાં) લાગતો

ઠીકછે. દેવી થઈશ તો બચીશ. (ચાલતા.) અરે દુષ્ટો ખબરદાર!! અહીં આવ્યા તો માર્યા જશો. આગળ મહીષાસુર વિગેરેને પુરા કર્યા હતા તે ભૂલી ગયા કે? અત્યારે દયા આણી હું તમને જીવતદાન આપુંછું; માટે તમારે સ્થાનિકે જાઓ. પણ અત્યારે તમારાપર કાળ ચક્ર ભમેછે, તેથી તમે મારૂં કહ્યું નહી માનો એવી મને ખાત્રીછે. જો-મરવું હોય તો આવી જાઓ, ને જીવવું હોયતો રસ્તો લ્યો.

**ઘાતકીસુર**—જો ભાઈ! હું કહેતો હતો તે શાચું થયું કે નહી? ગયા હોતતો કેવા હાલ થાત? મૂર્ખ! વિચાર કરી કામ કરવામાં બહુ ફાયદોછે, એ યાદ રાખજે.

**જુસ્સાસુર**—દેવી આપણને દીઠા મુકતી નથી, પણ આતો જીવવા માટે ચેતાવેછે, તેથી એ નક્કી મનુષ્યછે. ચાલ! બાંધ કમર! ભર ડગલું! નહીતો હું જાઉંછું. તારા ગભરાડાથી શું થવાનુંછે!

**ઘાતકીસુર**—ચાલ ત્યારે થા ઉતાવળો ડાબો પગ તું પકડજે અને જમણો હું પકડીશ.

**કુલક્ષણા**—અહો પરમેશ્વર! હું ક્યાં? મારા માતપિતા ક્યાં, સ્વામી ક્યાં, સખી ક્યાં, અને મારો દેશ ક્યાં? અરેરે! આજ ભૂમી ઉપર અને અસુરોનેજ હાથે મારૂં મોત! અહો રાજુલપતિ! કાંઈક તો મહેર કર. અરેરે! હું કોની પૂત્રી? શું, રાક્ષસોના ભક્ષણાર્થે મરવા યોગ્યછું? પરમેશ્વર! પરમેશ્વર!! પરમેશ્વર!!! મારી શી ગતિ થશે! હાય! હાય!! હાય!!! (આવા પોકાર કરતાં કરતાં બંને બાજુથી રાક્ષસો આવી તેને ચીરી નાખેછે.)

**જુસ્સાસુર**—કેમ ભાઈ! દેવી હતીને! એતો તારી વાત સાંભળી દેવી થવા આવી હતી.

**ઘાતકીસુર**—હશે—હવે ચાલો.

(બંને જાયછે.)

**द्विसांक समाप्त.**

# अंक त्रीजो.

स्थळ—वन अने नाराचपुर.

पात्र.

હીરાવતી............રાજનગરના રાજા જસવતસિંહની અંગજા. માનસિંહજીની અર્ધાંગના

રૂડીયો............ }
ધીરીયો ......... } નારાચપુરના રબારી.

સાંકળીડોશી .........રૂડીયાની મા.

વિજયસિંહ .... ....નારાચપુરનો પાટવી.

કાળીદાસ........ }
અકર્મિલાલ...... } વિજયસિંહના મિત્ર.

કમજાતખાં......... વિજયસિંહનો સીપાઈ.

પેથીયો............ }
રૂપલો ............ } ૨ મારાઓ.

માનસિંહજી .........રામપુરનો પાટવી હીરાવતીનો સ્વામી.

અમરો............ }
નરસંગ........... } માનસિંહજી સાથેના લુટારાઓ



# अंक त्रीजो,

## પ્રવેશ ૧ લો.

સ્થળ—વન.

હીરાવતી, પછીથી રૂડીયો તથા ધીરીયો.

હીરાવતી—(એકલી) અહો પરમેશ્વર ! બાર બાર માસ થયાં સ્વામી, માતુશ્રી, પિતાજી, સખી, અને બીજાં સઘળાં હેતીઓનાં મૂખાર્વિંદ જોવા હું પામતી નથી. આ રણમાં રખડી રખડીને મારા પગ પાકા ગુમડા જેવા થઈ ગયાછે; તેથી હવે ચાલવાની પણ શક્તિ રહી નથી. અરે રતિલાલ અને કુલક્ષણા ! મેં તમારો શો અપરાધ કર્યો હતો ? અહો કૃપાશાગર ! હવે હું ગરીબ દાસી ભણી તારી દયાળુ નજર કર.

(રૂડીયો તથા ધીરીયો પ્રવેશ કરેછે.)

ધીરીયો—અલ્યા રૂડીયા ! જોઈ કે પેલી બાયડી ? એ કોણ હશે વારૂ ?

રૂડીયો—હા ભાઈ ! જોઈ "વાંઢો વાંઢો" કહી આપણી હેડીના મને ચીડવેસે તે આજ ઠીક લાગ આવ્યોસે. હેંડ તેની પાંહે જઈએ.

ધીરીયો—નારે બાપ ! એતો દેવી હશે. તારે જવું હોય તો જા. હુંતો નહી આવું.

રૂડીયો—અલ્યા ! આમ બીકણ શું થાયસે. એક બાયડી પાંહે જતા બીઓસો, ત્યારે કોઈ ઢોરા લઈ જશે તો શું કરશો ? અહી દેવી શું કામ આવે ? ચમ, તારી હીમત ચાલશે કે નહી ? પુત્ર રબારી થયાસે. હેંડ મારી સાથે.

ધીરીયો—પણ તારે એની પાંહે જઇને શું કરવુંસે? એ ત્યાં ઉભી ઉભી તારૂં શું લેશે? હેંડહેંડ! ઘેર જઇએ પરા. ભુખ લાગીસે.

રૂડીયો—બેટાજીને બીક લાગેસે, એટલે ભૂખનું બાનું કાઢશે? તારે આવવું હોય તો હેંડ નહીતો હું જાઊસુ.

ધીરીયો—નારે બાપા! હુંતો નહી આવું. તને તારો જીવ અળખામણોસે, મને નથી તો (નાસી જાયછે.)

રૂડીયો—(હીરાવતીની પાસે જઇને.) અરે બાયડી! તું અહીં ચમ ઉભીસે? શું કામ રૂવસે? તને ભુખ લાગી હોયતો હેંડ મારી સાથે, ઘેહ છાહ ખાવા દઊં.

હીરાવતી—અરે ભાઈ! મારે તારી ઘેસ છાસ ખાવી નથી. તું તારે રસ્તે ચાલ્યો જા. બૈરાં જોડે ઉભા ન રહીએ.

રૂડીયો—પણ તું રૂવેસે ચમ? મને કેતો ખરી. હેંડ મારી સાથે હું તને પરણીશ અને કંઈ કામ નહી કરાવું. (મનપ્રેત્સે) અહા!! શું એનું રૂપ સેને. હવે મારા નશીબનો પાર રહેશે? મારા જેવો સુખી આ દુનીયામાં કોઈ હશે? નગરશેઠનેય બાયડી, ને મારે પણ બાયડી.(ચાશન) હેંડ મારી સાથે શુ કામ કચવાયસે?

હીરાવતી—વિરા! તું તારે માર્ગે ચાલ્યો જા.

રૂડીયો—ચુપ રાંડ! ભાઈ કેને કહેસે? સાનીમાની હેંડ નહીતો ધક્કે ચઢાવવી પડશે.

હીરાવતી—વિરા! ધક્કામાં તે શું? પણ તરવારથી મારી નાખે તો હું તારો ઉપકાર માનું.

રૂડીયો—(તલવાર કાઢીને) ચમસે? માથું ઊંડાવી દઊં શું? પછે પસ્તાઇશ.

હીરાવતી—(માથું ધરીને) લે વિરા ચાર. આ વ-

અને તારા જેવો ઉપકારી બીજો કોઈ નથી.

રૂડીયો—( તરવારે બંધ કરીને ) એતો કીધાસુધી; મરવું તો ઘણું દોહ્યલુંસે. હેંડ સાની માની; કીધું માન.

હીરાવતી—તમે ગમે તેમ કરશો તોપણ હું તમારે ઘેર આવનાર નથી. હું મરવાથી ડરતી નથી. એમ છતાં ખાત્રી ન થતી હોય તો પારખું જોઈ મને આભારી કરો.

રૂડીયો—( મનમાં ) હાય હાય! આવી રૂપાળી બાયડીને એમ મરાય? ના ના જીવ! મારવી તો નહી. ( પ્રકાશ ) હેંડસેકે ધક્કે ચઢાવું? કંઈ તારામાં ભાર નથી, ઉપાડીને લઈ જાઓ.

હીરાવતી—અરે વિરા! તને મારી દયા નહીજ આવે? મને અબળાને દુઃખી કરવામાં તને શો લાભછે? ( મારાઓને ઘરેણું આપતાં એક વીંટી રહી ગઈ હતી તે કાઢીને ) લે આ વીંટી આપું, હવે મારો કેડો છોડીશ?

રૂડીયો—તું આવીસ એટલે બધુંએ આવશે; વાસ્તે તું હેંડ, નહીતો ઉપાડીને લઈ જાઓ; ( તેના શામો જવા જવા માંડેછે. )

હીરાવતી—( જરા આઘી જઈને મનમાં ) આ મૂર્ખ મને સ્પર્શ કરીને પણ લઈ જશે, માટે હમણા હડ તજી એની સાથે જવું. પછી કંઈ યુક્તિ કરી છુટી જઈશ. ( પ્રકાશ ) ચાલ વિરા! ક્યાં તેડી જાયછે?

રૂડીયો—વળી ભાઈ કીધો કે?

હીરાવતી—એક શું પણ હજાર વખત ભાઈ ભાઈ ને ભાઈ.

રૂડીયો—હશે હવે વગર બોલે હેંડ. ( બંને જાયછે. )

—❧—

# પ્રવેશ ૨ જો.

સ્થળ—નારાયપુર રૂડીયાનું ઘર.

**સાકળી ડોશી, પછીથી રૂડીયો અને હીરાવતી.**

**રૂડીયો**—( હીરાવતી સાથે પ્રવેશ કરીને ) મા ! ફકર કરીશમાં; હું બાયડી પરણ્યો શું.

**સાંકળી**—બેટા ! ચાસે ? મારી પાસે લાવ હું એનું મો જોઉં.

**રૂડીયો**—આ તારી કને ઉભી શેને ચમ પુસેસે ? મને ભુખ લાગીસે ખાવા દે.

**સાંકળી**—જા ! દાદરી ઉપર રોટલા પડ્યાસે તે લઇને ખા. ( રૂડીયો જાયછે. )

**હીરાવતી**—માજી ! ખુશીમાં છો? તમારે સરણે હું આવીછું, મારે સહાય કરજો.

**સાકળી**—( ઊંધું સમજવાથી ) મારકૂટ કરવાનો તો એનો હેવાજ નથી. તું શું કરવા ફકર કરશ ?

**હીરાવતી**—ના માજી હું એમ ક્યારે કહુંછું. કદાપિ મારવાનો હેવા હશે, તોપણ બેનને તો નહીં મારે ?

**સાકળી**—( મનમાં) ! આ રાંડ ભાઈ ભાઈ કરેસે, અને રૂડીયાને બાયડી કરવીસે. ( પ્રાશન ) અલ્યા રૂડીયા ! આતો તને ભાઈ ભાઈ કહેસે.

**રૂડીયો**—( પ્રવેશ કરીને ) મા ! તું શું કરવા ફકર કરેસે તારે ભારો લેવા જવુંસે કે નહી ?

**સાંકળી**—હા. બેટા ! એતો ભુલી જઈ. હવે જાઉંછું, તુ ઘરની ખબર રાખજે. (દાતરડું વિગેરેને લઇને જાયછે.)

**રૂડીયો**—( હીરાવતી પ્રત્યે ) ચમ, માનેસેકે એળીયા પાક જમાડું ?

**હીરાવતી**—વિરા ! એળીયાપાક તો શું, પણ જીવ કાઢી નાખેતો તારો ઉપકાર માનું કે, તેંજ મને દુઃખ શાગરમાથી તારી.

**રૂડીયો**—આટલા દહાડા દુઃખ હશે, પણ હવે શાનું દુઃખશે ! મારી વખત પરણુ એટલે તને ત્રણ ટાંળા ખાવા દઈશ, અને કામ પણ નહી કરાવું. પછી દુઃખશે ?

**હીરાવતી**—મૂર્ખ ! આવાં વચન રૂપી બાણ મારતાં તને શરમ પણ નથી આવતી ? તારા માર કે કશાયથી હું ડરતી નથી. તું ઝાઝુ કરીશ તો મારો જીવ લઈશ, બીજું શું કરીશ ?

**રૂડીયો**—એમસે ? ત્યારે તો તને પુરીજ કરૂ. (તરવારે ઊઘાડીને) જોઈ કે આ તરવાર ? માથું કાપી નાખુંછું, બોલ હા કે ના ?

**હીરાવતી**—વિરા ! એક શું પણ એવી હજાર તરવારે બતાવે, કે મારે, તોપણ તેનાથી ડરી મારૂં પતિવ્રત ધર્મ હું છોડનાર નથી. પ્રાણી માત્રને મરવું એકજ વખતછે. તું ઝાઝુ કરીશ તો મારો જીવ લઈશ, બીજું શું કરવાનો હતો?

**રૂડીયો**—( મનમાં ) જેને મરવાની ડર નહી તે ગમે તેમ કરે. આ મારૂં કહ્યું માનતી નથી, ત્યારે અહી રાખીને શું કરૂં ? ( ચાશન ) જા રાંડ ! અહી તારૂં કામ નથી. "ગુણના ભાઈ દોષ" દુઃખમાંથી કાઢી સુખમાં નાખવા ગયા તો માનતી નથી. અહીથી જા. ( ધક્કા મારેછે એટલે એકદમ બોલી ઉઠેછે. )

**હીરાવતી**— છપ્પા.

હતુ મને બહુ સૂખ, ખંમા ખમા સૌ કરતુ,
હતુ મને બહુ સૂખ, પાન બીડા મુખ ધરતુ
હતુ મને બહુ સૂખ, દાસિ દસવિસજ રહેતી,

હતું મને બહુ સૂખ, જળ જોઈયે પય દેતી.
સુખ જે વખત મૂજને હતું, હર્ષ થકી શૈ આવતા,
પણ આ વખતે કોઈ નથી, પ્રેમ કરી બોલાવતાં. ૬૬
દુખછે મારે આજ, ધકે મારી કાઢેછે,
દુખછે મારે આજ, દુષ્ટ આવા જાગેછે;
દુખછે મારે આજ, અન્ન લેશ મળતું નથી,
દુખછે મારે આજ, નેષ્ટ થઈ હવે સર્વથી.
મુજને દૂઃખ આજ છે ઘણું. ભક્તિ ન થાય વિભૂતણી,
સાહુ સમજે શાણા જનો, એ મોટી દુખ એધાણી. ૬૭

રૂડીયો—રાંડ! ધક્કા તો તારા વાકે ખાયસે, ને સુ અમે ખોટા શીએ.

હીરાવતી—હા વિરા હા! મારા વાકેજ ખાઊંછું. ક્યાં થઈને જાઉં, રસ્તો બતાવશો?

રૂડીયો—હેડ મારી સાથે (બંને જાયછે.)



## પ્રવેશ ૩ જો.

સ્થળ—વન.

હીરાવતી, પછીથી કાળીદાસ અને અકર્મિદાસ.

હીરાવતી (એકલી)

લલિતછંદ.

અરર ઓ પ્રભૂ શી રિતે રહું,
વિકટ દૂઃખ તે, કેમ હું સહું;
ટળવળું ઘણી, તોયેરે મને,
સુખ તણો નથી, એકરે દિને. ૬૮

અહો સચ્ચિદાનંદ! કષ્ટ હરા! ખરેખર આપની ગહન ગતીછે. નહીતો હું કોણ? આ વગડામાં આવવું શું?

અને માત, પિતા, સ્વામી, સખી, ભાઈ, વિગેરેને વિયોગ શા? અરેરે! આ મોટા અર્ણમાં ફાડી ખાનાર જનાવરોના ભયંકર નાદ સાંભળી, મારૂં હૃદય નિશદીન ધ્રુજ્યા કરેછે. પહાડ અને ઝાડી શીવાય બીજુ કંઈ પણ નજરે આવતું નથી; તેમ રસ્તો પણ સુઝતો નથી.

અહો વિશ્વપતિ! આપ મારાં સત્ય અને શીયળની દ્રઢતા તપાસતા હોય તો, નિશ્ચે ધારજો કે મારો પ્રાણાંત આવશે ત્યાં સુધી હું એ બે( સત્યશીયળ)છોડનાર નથી;કારણ

॥ श्लोक ॥

**सत्येन धार्यते पृथ्वी, सत्येन तपते रविः**
**सत्येनयाति वायुश्च, सर्वं सत्ये प्रतिष्टितम॥१२॥**

ટીકા—સત્યવડેજ પૃથ્વીનું ધારણ એટલે સ્થિતિ થાયછે; સુર્ય પણ સત્યવડેજ પ્રકાસ કરેછે; પવન પણ સત્યવડેજ વાયછે; અને આખું જગત સત્યવડેજ ચાલેછે. વાસ્તે સત્યએજ બધાનું ધારણછે. ને તે જે વખતે નાશ પામશે તે વખતે પ્રલય થશે.

( કાળીદાસ અને અકર્મિલાલ પ્રવેશ કરેછે. )

**કાળીદાસ**—અહો પદ્મણી! તું કોણછે? આ વગડામાં રખડી કષ્ટ શામાટે વેઠેછે? મારી સાથે ચાલ, હું તને સુખમાં નાખીશ. (મનમાં) અહા! શી એની કાન્તિછે? નયનમૃગને, મુખ પુનમના શશિને, કટી સાર્દુલને, અને રૂપ રંભાને પણ લજવી મારેછે.

**હીરાવતી**—બાંધવો! તમે કોણછો? મને સુખી કરનાર ઇશ્વર શીવાય અન્ય કોઈ નથી. માટે તમે તમારે માર્ગે ચાલ્યા જાઓ.

**કાળીદાસ**—ઇશ્વર પ્રતાપે તને અત્યંત સુખમાં હું ના-

ખીશ, માટે કહ્યું માની મારી સાથે ચાલ.

હીરાવતી—મેં તમને એક વખત કહ્યું. હવે ખોટી શામાટે થાઓછો?

કાળીદાસ—અહીં તારી હઠ ચાલવાની નથી, માટે કહ્યું માની મારી સાથે ચાલ. કેમ આવેછે કે નહી?

હીરાવતી—બાંધવો! હું સુખને ઇચ્છતી નથી, માટે ભગનીપર દયા કરી આપ આપને સ્થાનિકે પધારો.

કાળીદાસ—રાંડ! ભાઈ કેનેક હેછે? "ભાઇ" એ શબ્દ ફરીથી બોલીશ તો જીભ કાપી નાખીશ. કેમ-ચાલેછે કે નહીં?

હીરાવતી—તમે મને ગમે તેવી બીક બતાવો, કે ચખાડો; પણ હું તમારી બેન થઈ ચુકીછું એ સત્યછે.

કાળીદાસ—હવે વધારે પંચાત પછી કરજે. સમજીને મારૂં કહ્યું માન, ચાલ કર ઉતાવળી, આ ગાભાને બદલે સોના રૂપાનાં ઘરેણા પહેર, અને વસ્ત્રતો તને ડાટું એટલાછે. (મનમાં) વાહ વાહ! શું એનું રૂપછે? રંભા, શાર્દુલ, મૃગ, શશિ, અને હંષ; એ સર્વેનો ગર્વ ઉતારવા માટેજ આ સ્ત્રી ઈશ્વરે ઘડી હશે, એમાં સંદેહ નથી.

હીરાવતી—અરે મૂર્ખ! તારૂં ઘરેણુ મારે જોઈતુ નથી. અને તારા લુગડામાં અગ્નિ મેલ એટલે બશ.

અકર્મિલાલ—કાળીદાસ! વધારે કાલાવાલા કરવાથી ફુલાઈ જઈ, એ વધારે અપશબ્દ વદશે; માટે તાકીદ કરી ઘોડાપર નાખો. જોઈ શું રહ્યાછો?

હીરાવતી—અરે બાંધવો! મને તમારી સાથે લઈ જવામાં તમને શો ફાયદોછે? બેનને કષ્ટ આપવું, એ તમારા-જેવા સુરવીર અને સદાચરણી ભાઇયોનો ધર્મછે?

અકર્મિલાલ—અમારી સાથે તો ચાલ, પછી ફાયદાની

ખબર પડશે. અને એમ છતાં હઠ કરી કહેવરાવવું હોય તો સાંભળ.

તને દુઃખમાથી છોડાવવા સારૂ તારી સાથે પરણવુંછે. હવે સમજી? અમારા બેમાથી પસંદ કરી વરવું હોય તેને વરજે. પણ હમણા તો ચાલ ઘરે જઇએ.

હીરાવતી—અરે વિરા! એ શું બોલ્યો? તારી પાસે શમસેર તૈયારછે. જો-આવાં વચનરૂપી બાણ મારવા હોયતો, તે શમસેરે મારૂં માથું કાપી નાખ. હાય હાય! આવા અપશબ્દ બોલતાં તને વિચાર પણ નથી આવતો? સાંભળ સાસ્ત્ર શું કહેછે?

॥ श्लोक ॥

लंकेश्वरो जनकजा हरणेन वाली,
तारापहार कतवाप्य थकीचकाख्या;
पांचालीका ग्रहणंतो निधनं जगाम,
तच्चेतसापिपर दाहर तिनकांक्षेत ॥१३॥

ટીકા—સીતાના હરણથી રાવણનું કુળ નાસ પામ્યું, તારાના અભિલાસથી વાળીનો જીવ ગયો; અને દ્રુપતીની ઇચ્છાથી કિચક બંધુવર્ગ સમે નાશ પામ્યો. તેજ પરમાણે જે પરસ્ત્રીની ઇચ્છા રાખેછે તે નાશ પામેછે.

અકર્મિલાલ—એવા તો હજારો શ્લોક હું જાણુંછું. બોલ આવેછે કે કરતા હોય તે કરીયે?

હીરાવતી—(મનમા) હું હઠ કરીશ તો સ્પર્શ કરીને પણ આ દુષ્ટો મને લઈ જશે; માટે અત્યારે તો એમની સાથે જવું. પછી કંઈ યુક્તિ કરી છટકી જઈશ. (ચાશન) વિરાઓ! દયા કરી તમે મારૂં માથું કાપી નાખો. પણ તેમ ન કરતાં સ્પર્શથી મને લઈ જવા ચહાતા હોય તો, ચાલો તમારી આજ્ઞાને આધીન છું.

અકર્મિલાલ—( મનમા ) અહા ! શી એની દ્રઢતાછે ? જ્યારે સ્પર્શ કરવાથી આટલી ડરેછે, ત્યારે પરણવાની તો આશાજ શી ? હશે જીવ ! ઘરે તો લઈ જાઊં, પછી બધુએ ઠીક થશે. ( ચાકરને ) ચાલ ત્યારે ( સર્વે જાયછે. )



# પ્રવેશ ૪ થો.

સ્થળ—નારાયપુર અકર્મિલાલનું સયનગૃહ.

**હીરાવતી પછીથી અકર્મિલાલ.**

હીરાવતી—( એકલી ) અહો કૃપાસાગર ! દુષ્ટ વિચારથી આ ઓરડીમાં મને દુષ્ટે રાખેલછે. તેથી તે અત્રે આવશે ત્યારે મારૂં અબળાનું શું ગજું ? કંઈજ નહી. માટે હે નીધારા આધાર ! જગતના પ્રતિપાળ ! દિનદયાળ ! કષ્ટહરા ! નિરાકાર સ્વરૂપી ! તમે મારા શીયળનું રક્ષણ કરજો. જીવ જશે તેને માટે મને જરાપણ હરકત નથી.

અકર્મિલાલ—( પ્રવેશ કરીને )

**મનહરછંદ.**

પ્યારી પ્યારી કરતો તો, આજ ભલી હાથ આવી,
છોડવાનો તને નથી, એ નક્કી વિચારજે;
નકાર તારો જરૂર, સ્વિકારવાનો હું નથી,
એમ સમજીને શાણી, શબ્દ તું ઊચારજે.
વળી તને વાત કહું, વિચાર કરી આ સમે,
વિનતિથી ન માને તો, માર પડ્યો ધારજે;
અચ્છી તરેં ખાવા આપું, શૃંગારનો પાર નહી,
મને પરણીને સુખ, અતિ અંગીકારજે. ૬૭

પ્રાણપ્રિયા ! મારાં ધન માલ વિગેરે તને અર્પણ કરી આ દેહ પણ તનેજ સોપુંછું. ( વળગવા જાયછે. )

**હીરાવતી**—( જરા વેગળી જઈને ) અરે દુષ્ટ! દુર રહે હું તને હજાર વખત "ભાઈ ભાઈ" કહી બોલાવુંછું તેનો તો વિચાર કર. આમ છેક કામાંધ શું બની ગયોછું. તું તારા મનમાં નિશ્ચે ધારજે કે, મારો પ્રાણ જશે તોપણ હું શીયળ છોડનાર નથી.

**અકર્મિલાલ**—પ્યારી! આટલું કહ્યું તે સર્વ ફોગટ ગયું? અત્યારે હઠ કરી તું ક્યાં જવાની હતી? તને મારા જેવો સ્વરૂપવાન, જોરવાન, કિર્તિવાન, અને ટુંકામાં કહું તો તારા યોગ્ય પુરૂષ ફરી ફરીને ક્યાંથી મળશે? તેનો તો વિચાર કર.

**હીરાવતી**—મૂર્ખ! હું તો વિચારીનેજ બેઠીછું. મે તને ક્રૂરશબ્દ રૂપીબાણ મારવાની ના પાડી હતી તોપણ તું માનતો નથી. હવે અતિહઠ છોડી મારો પ્રાણાત લાવ કે રજા આપ.

**અકર્મિલાલ**—તું મારૂ અપમાન કરવા ચુકતી નથી; તેમજ મારી વિનંતિ પણ સ્વીકારતી નથી. હવે નિરઉપાયે હું તારા વાક્યને આધિન થઈ ( તરવાર બતાવીને ) આ ચખાડુંછું. કેમ શો વિચારછે, જીવવુંછે કે નહી?

**હીરાવતી**—વાહવાહ! મારા જેવી દુઃખીયણને આના જેવું અસરકારક એકે ઔષધ નથી. જો-આપ એનાથી મારો પ્રાણાંત લાવોતો, હું આપનો આભાર માનું. પરાય હાથે મરવાથી આપઘાતનો દોશ નહી રહે, અને શીયળ પણ બચશે. વિરા! કૃપા કરી ઝટપટ એ ઔષધ મને આપ.

**અકર્મિલાલ**—( મનમાં ) એમ ભય કે લાલચથી આ માનવાની નથી, માટે નમૃતાથી એનું હૃદય પલાળું (પ્રકાશ) પ્યારી! મારો કેટલો શ્રમ મિથ્યા થાયછે? તેનો તો વિચાર કર.

**હીરાવતી**—દુષ્ટ વિચારથી કરે શ્રમ મિથ્યા થાય એ-માં શો સંદેહ!

**અકર્મિલાલ**—(મનમાં) આની દ્રઢતા આગળ મારો સઘળો શ્રમ મિથ્યા થયો, હવે આ બીના વિજયસિંહને કહી આની હઠ છોડાવું, અને તેની પાસેથી ઈનામ લ-ઊં. હાહા! એ ઠીક, શ્રમનો બદલો તો મળશે?

**હીરાવતી**—કેમ બાંધવ! બેનપર કૃપા કરી રજા આ-પવા ધારોછો કે શું?

**અકર્મિલાલ**—હા; ત્યારે શું કરવું. તું તારી હઠ છો-ડતી નથી તો મારે પણ છોડાવવી નથી. અત્યારે ભોજન કરી લે કાલ જજે. કેમ-હવે ખુશી થઈ? આજ મારી સાથે રસોડે જઈએ.

(બંને જાયછે.)

# પ્રવેશ ૫ મો.

સ્થળ—નારાયપુર, વિજયસિંહનો મહેલ.

**વિજયસિંહ અને અકર્મિલાલ.**

**વિજયસિંહ**—(અકર્મિલાલને આવતો જોઇને) આઇયે બાંધવ! પાંચ દીવસ થયા આપનુ પધારવું બંધ કેમ થ-યું હતું? કેમ ખુશીમાંછો? (ખુરશી બતાવીને) બીરાજો.

**અકર્મિલાલ**—(બેસીને) સાહેબ! ખાનગી કામ મા-ટે પાસેના ગામમાં ગયો હતો. એકદમ જવાનું થયું તેથી રજા લેવા અવાયું નહી, તેની માફી આપશો.

**વિજયસિંહ**—એવું તાકીદનું શું કામ હતું?

**અકર્મિલાલ**—ત્યાંના એઠપેટલ પાસે મારૂં લેણું હતું. તે પેટલ નાશી ગયાની વાત સાંભળી એકદમ જવું પડ્યું.

**વિજયસિંહ**—પછી શું થયું?

અકર્મિલાલ—પટેલતો હાથ ન આવ્યા, પણ ફેરાનું ફળ પરમેશ્વરે આપ્યુંછે.

વિજયસિંહ—શું ફળ મળ્યુ ?

અકર્મિલાલ—એક રત્ન હાથ આવ્યુંછે.

વિજયસિંહ—તે ક્યાંછે ? મને બતાવો તો ખરા. કેવું ઉમદુ છે ?

અકર્મિલાલ—ઉમદુ ન હોય તો અહી લાવીએંજ શામાટે?

વિજયસિંહ—તે આશરે કેટલી કીંમતનું હશે ?

અકર્મિલાલ—અમુલ્ય અથવા આપની બરોબર કીંમતનું.

વિજયસિંહ—યાર ! આજ તમારૂં ખરેખર મર્મિ બોલવું થાયછે. માટે હવે ચાતુર્યતા ન જણાવતાં મુદ્દાની વાત કહો.

અકર્મિલાલ—સાહેબ ! રત્ન પણ ખરૂં. અને આપની બરોબર કીંમતનું પણ ખરૂં. તફાવત ફક્ત એટલોજ છેકે, હુ કહુંછું તે રત્ન મનુષ્યા દેહછે. અને આપ સમજોછો તે પથ્થર રૂપછે. કેમ હવે સમંજ્યા કે નહી ?

વિજયસિંહ—શું, કોઈ સ્ત્રી પકડી લાવ્યાછો ?

અકર્મિલાલ—હા ! અને તે રૂપ, ગુણ, બુદ્ધિ, અને ચાતુર્યતા વિગેરેમાં આપથી પણ શ્રેષ્ટછે, એના વધારે વખાણ ન કરતાં ટૂકામાં કહું તો, તમે એને જોસો કે તરેતજ તમારી સ્ત્રીને એની દાસી કરી, એની સાથે તમે લગ્ન કરશો. તે પણ ગાંધ્રવ લગ્ન ! ! !

વિજયસિંહ—યાર ! તે ક્યાંછે ? મને બતાવો તો ખરા.

અકર્મિલાલ—હું ક્યાં ના પાડુંછું. આજ રાત્રીના દશ વાગતે મારે ઘેર એક સીપાઇને મોકલજો તે એને તેડી જશે.

વિજયસિંહ—ઠીક ત્યારે તેમજ કરીશ.

અકર્મિલાલ—સાહેબ ! હું રજા માગુંછું.

**વિજયસિંહ**—ભલે પધારજો. ( જાયછે એટલે ) અહો કૃપાશાગર ! તારા આવા અમુલ્ય ઉપકારનો બદલો મારાથી શી રીતે વળશે ? શું, અકર્મિલાલ કહેતો હતો તેવુંજ એનું રૂપ હશે ? વાહ વાહરે મિત્ર અકર્મિલાલ ! તેપણ મને ઊપકારી કર્યો. ધન્યછે તને ! મિત્રતો તારા જેવાજ જોઈએ. ( બાર વાગેછે એટલે ) અરે ! આજ સ્ત્રી પરણવાના હર્ષમાં ક્ષુધાની પણ ખબર પડી નહી. જીવ ! પિતાજી રાહ જોઈ ભુખ્યા બેસી રહ્યા હશે માટે ચાલ. ( જાયછે ) પડદો પડેછે.

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ—નારાચપુર અકર્મિલાલનું શયનગૃહ.

**હીરાવતી, અકર્મિલાલ, પછીથી કમજાતખાં.**

**હીરાવતી**—( અકર્મિલાલ પ્રત્યે ) કેમ વિરા ! હવે મુજ અબળાપર દયા કરી રેજા આપશો ?

**અકર્મિલાલ**—ગાંડીછે કે શું ? અત્યારે ક્યા જતી હતી ? જવું હોયતો સવારે જજે.

**હીરાવતી**—સાહેબ ! એવાતો કેટલાએ સવાર ગયા; હું કોઈથી ડરતી નથી. ડર વિનાના માણસને સાંજ સવાર શું કરવાનીછે ? કંઈજ નહી. માટે અત્યારે રજા આપો તો સારૂં.

**અકર્મિલાલ**—તારા સમ, કાલ નક્કી રજા આપીશ, માટે અત્યારે ધીરજ રાખ. ( કમજાતખાને આવતો જોઈને ) હું જાઊંછું. ( જાયછે )

**કમજાતખાં**—( પ્રવેશ કરીને ) અએ ઓ રંડી ! ખડી હોજા ! બીજયસિંહજી મહારાજ બોલાતેહેં.

**હીરાવતી**—અરે ભાઈ ! વિજયસિંહજી કોણછે ? અ-

ત્યારે મને શામાટે બોલાવેછે? ગમે તેવું અગત્યનું કામ હોય તોપણ, રાત્રીને અવશરે અમો અબળા જાતી ઘર-બહાર નીકળીએ નહી. કામ હોયતો સવારે બોલાવવા આવજો.

**કમજાતખાં**—પીછે પંચાત કરીયેં, ખડી હોજા. ક્યું ઉડતી હૈ કે ડંડા લગાઉ? એકદફે કીઆતો માનતીજ નહી.

**હીરાવતી**—અલ્યા! તું અબળા ઊપર કોના હુકમથી હાથ ઊગામેછે? મૂર્ખ! તારે રસ્તે ચાલ્યો જા.

**કમજાતખાં**—અચ્છા કહેતા હું ખડી હોજા. ખૂદ સરકારકા બેટા બીજયસિંહજી મહારાજકા મેં સીપાઈ હું; ઓર ઉસકા હુકમસેજ તેરેકુ બોલાને આયા હું. ચલ દેર હોતી હૈ.

**હીરાવતી**—( મનમાં ) અરેરે! હવે હું શું કરૂં? ( વિચાર કરીને ) હાહા! એ સારો ઉપાયછે. એવા મૂર્ખ રાજપૂત્રના સીપાઈ પણ લાલચુ હશે, માટે આ મારો શાળું આપી એને સંતોષ પમાડું ( ચાશન ) મીયાસાહેબ! આ મારો આશરે સો રૂપીઆની કીંમતનો શાળુંછે, તે તમને ઈનામમાં આપુંછું. તમે મને સવારે તેડી જજો; અને વિજયસિંહને એમ કહેજો કે "એનું ભિળું થયું નહી"

**કમજાતખાં**—નહીં નહી! હમ લાંચ ખાંને વાલે નહીહૈ, ઈજતસર ખડી હોજા. પીછે બોલેગા કે ચેતાયા નહી. હમકું તિનું હુંકમ મેલીહૈ.

**હીરાવતી**—( મનમાં ) અહો કૃપાસાગર! દીન દયાળ! નિરઉપાયે એ દુષ્ટના પંજામાં શપડાવા માટે હું જાઉછું. અહી આટલી હીમત રાખી તારા પ્રતાપે છુટીછું, પણ એ રાજપૂત્ર મને છોડનાર નથી. માટે આપ મારૂં રક્ષણ કરજો. નહી તો નિરોપાયે હું મારો પ્રણાંત લાવીશ. ( ચાશન ) ચાલ વિરા.

( બંને જાયછે. )

# પ્રવેશ ૭ મો.

સ્થળ—નારાયપુર, વિજયસિંહનો ખાનગી મહેલ.

**વિજયસિંહ પછીથી હીરાવતી.**

**વિજયસિંહ**—( એકલો ) બાર વાગ્યા અવશ્ય કહેલછે, પણ હજુ સુધી કોઈ કેમ નહી આવેલ હોય ? ( હીરાવતી અને કમજાતખાં પ્રવેશ કરી, કમજાતખાં જતો રહેછે. )

**હીરાવતી**—અહો રાજપુત્ર ! આટલી રાત્રીએ મારૂં અબળાજાતીનું આપને શું કામછે ?

**વિજયસિંહ**—( મનમાં ) નિશા ઘણી ગઈછે, માટે વધારે પંચાત ન કરતાં તત્વની વાત કહેવી. ( ચાશત ) પટરાણી કરવીછે. કેમ મરજીછે કે નહી !

**હીરાવતી**—અરે ! આપ એ શું બોલ્યા ? અબળાને તો રાજાએ પૂત્રી બરોબર ગણવી જોઈએ, તેને બદલે આપજ આવાં કૂવચન વદો એ સારૂં કહેવાય ?

**વિજયસિંહ**—ત કહ્યું તે સત્યછે. પણ હુંતો રાજપૂત્રછું, કંઈ રાજા નથી.

**હીરાવતી**—બાંધવ ! તમે ચતુર થઈ કેમ ચુકોછો ? જ્યારે રાજા પૂત્રી બરોબર ગણે, ત્યારે રાજપૂત્રે ભગની બરોબર ગણવીજ જોઇયેં, માટે હુંતો આપની બેન થઈ ચુકીછું. વળી સાસ્ત્ર શું કહેછે ? સાંભળો.

॥ श्लोक ॥

मातृवतपरदारांश्च, परद्रव्याणित्मेष्टवतः
आत्मवतसर्वभूतानिवः. पश्यातिसपश्यति ॥१३॥

ટીકા—બીજી સ્ત્રીઓને જે મા પ્રમાણે જુએછે, બીજાના પૈસાને માટી જેવો જાણેછે, બધાં પ્રાણીમાત્રને

પોતાના જેવા જુએછે, તેજ માણસ જુએછે. એથી ઉ-
લટી રીતે જોનાર સ્નાનાંધછે એમ સમજવું.

॥ श्लोक ॥

आयुःक्षति विकलता उपहास्यताच,
निंदार्थहानिलघुता चगतिःपरत्र:
स्यादत्र यद्यपिरतेनपरांगनाया,
प्राहुस्तथाप्यनधमित्यपिकारणेन ॥ १४ ॥

અર્થ—પરસ્ત્રી ભોગવેથી આવરદા ઘટેછે, બેચેની આવેછે, મશ્કરી થાયછે, નીંદા થાયછે, પૈસો ખરાબ થાયછે, હલકાપણું આવેછે, અને આ લોક તથા પરલોકમાં ઘણુ દૂઃખ થાયછે. એ પ્રમાણે સાતપરકારની હાનીયો થાયછે.

હવે આ ઉપરથી સમજણ લઈ, કૂબુદ્ધિરૂપી રાસને સુબુદ્ધિરૂપી હથીયારવડે કાપી નાખો.

વિજયસિંહ—તું ગમે તેવાં દૃષ્ટાંત દે, પણ તે આ વખતે મને અસર કરનાર નથી. પ્યારી! વિચાર કરકે આટલું ધન, રાજ્ય, અને ટુંકામાં કહું તો ઈંદ્રાસનનું સુખ છોડી તું બીજા કેને પસંદ કરીશ? વળી અત્યારે તારી હઠ બીલકુલ ચાલવાની નથી, માટે સમજી ખુશીથી હા પાડ.

હીરાવતી—મારે તમારૂં રાજ્ય કે ઈંદ્રાસનનું સુખ કંઈ પણ જોઇતું નથી; પણ અત્યારે મારાપર દયા કરી રજા આપો તો સઘળું આપ્યું એમ હું સમજીશ.

વિજયસિંહ—ચુપ! રજાની તો વાતજ કરવી નહિ. છેવટે કહુંછું કે તારી "ના" અહી નભવાની નથી, અત્યારે હું તને છોડનાર નથી માટે ઈજતસર હા પાડ.

**હીરાવતી**—(મનમાં) અહો કૃપાસાગર! મારો પ્રાણાંત કેમ ન આવ્યો? કે આવા દુષ્ટનાં કુવચન મારે શ્રવણ કરવાં પડેછે. (પ્રગટ) અહો વિરા! તમે ગમે તેમ કરો, પણ હું મારૂં શીયળ છોડનાર નથી; તેમ મોતથી ડરનારે પણ નથી. હવે ખુશીમાં આવે તો મારો પ્રાણાંત લાવો, અને ખુશીમાં આવે તો રજા આપો.

**વિજયસિંહ**—પ્યારી! ગમે તેમ કર પણ હાતો પાડવીજ પડશે. "ચાર દીવસ બાદ મને પણ અણમાનીતીમાં ગણશે" એ વાક્ય તું મનમાં રાખીસ નહિ. એમ છતાં વિશ્વાસ ન આવે તો તું કહે તેવી મોટી પ્રતિજ્ઞા કરૂં. મારાં ધન, માલ, અને આ વપું સર્વે તનેજ અર્પણ કરૂંછું. (તેની પાસે જવા માંડેછે.)

**હીરાવતી**—(જરા આઘી જઇને) અરે દુષ્ટ! દુર રહે. તું નક્કી જાણજે કે મારૂં મોત આવશે, અથવા તું મને મારી નાંખીશ, તોપણ હું મારૂં પતિવૃત ધર્મ છોડનાર નથી. નિતિના વાક્ય કહી તને બોધ આપવા માડ્યો, તેતો તને ગમ્યોજન નહી. શાનો ગમે? કહેવતછે કે **"ખાખરની ખીસકોલી સાકરનો સ્વાદ શું જાણે?"** તેવીજ રીતે તું કામાંધ માણસ એનો સ્વાદ શું જાણે?

**વિજયસિંહ**—(તરવાર ઉઘાડીને) ચુપ! મારૂં વધારે અપમાન ન કર. બોલ હવે હા પાડેછે કે સીર ઊડાવી દઊં?

**હીરાવતી**—ભલે-તોપણ હું ક્યારે ના પાડુંછું.

**વિજયસિંહ**—(મનમાં) અરેરે! ધન, માલ, કે પ્યાર કશાયથી આ સ્ત્રી છળી નહી. તેમજ મોતથી પણ ડરી નહીં. હવે આને જીવતિ જવા દઊં તો પિતાજીને અરજ કરી મને ફજેત મેળવે. વળી આવી સુંદર, મારી પસંદ કરેલી સ્ત્રી બીજાને વરે એ સારૂ કહેવાય? નાના! માટે

અત્યારે એને મારીજ નાખું. (વિચાર કરીને) નાના જીવ! મારવી તો નહી, સ્ત્રી હત્યા બેસે. (વળી વિચાર કરીને) હાહા! એ સારી યુક્તિ સુઝી, સ્વારે એ મારાઓને બોલાવી મારી નખાવીસ (ચાશન) જા-અત્યારે નીચે જઈ સુઈ રહે. સુતાં સુતાં વિચાર કરી પટરાણી થવું હોયતો મને કહેજે. નહી તો સવારે તારૂં મોતછે. હું પણ ત્રીજે માળે જઈ ઉંઘુંછું. (બંને જાયછે.)

---

# પ્રવેશ ૮ મો.

સ્થળ—નારાચપુરનું પાદર.

**હીરાવતી, પેથીયો. અને રૂપલો; પછીથી શાક્ષાત ઈશ્વર, માનસિંહજી, અને તેની સાથેના લૂટારાઓ.**

**પેથીયો**—બુન! તારે ભગવતને હંભારવા હોયતો હંભારીલે.

**રૂપલો**—અરે! એતો હંભાર્યા, મારને એટલે હાઉ.

**પેથીયો**—નહી નહી! એતો આપણો ધારોસે.

**હીરાવતી**—અહો કૃપાસાગર! દીનદયાળ! ભક્તોના પ્રતિપાળ! અંતરજામી! અવિચળધામી છેલી વખત મારા ખરા પ્રેમથી હું આપને વંદન કરૂંછું. મેં જાણી જાઈને આપનો ગૂનો કર્યો નથી; પણ અણજાણતા થયો હોય તો તેની માફી આપી, મારો વાસ આપની હજુરમાં કરશો. મે મારા સત્ય અને શીયળ સાચવવા કંઈ પણ ખામી રાખી નથી; અને તેટલા માટેજ આજ મારૂં મસ્તક છેદાયછે, તે કંઈ આપથી અણજાણ્યુ નથી.

**પેથીયો**—કેમ બુન! સંભારી રહી?

**હીરાવતી**—હા વિરા! સંભારી રહી. (મારાઓ તરવાર મારવા જાયછે એવે અવશરે "માં-માં" એવા

શબ્દ થઈ શાક્ષાત ઇશ્વર દરશન દેછે; અને ગભરાટને લીધે પેથીઆના હાથમાંથી શમસેર પડી જાયછે. )

ઈશ્વર—અહો સતિ હીરાવતી ! તેં તારા સત્ય શીયળ સારી રીતે જાળવ્યાછે; એટલુંજ નહી પણ કષ્ટ વેળા મારૂ સ્મરણ કરી મને તૃપ્ત કર્યોછે. માટે હું પ્રસન થઈ કહુંછું કે માગ્ય માગ્ય જે માગે તે આપું.

હીરાવતી—( ચરણાર્વિંદ વિશે મસ્તક મુંકીને ) અહો કૃપાસાગર ! દિનદયાળ ! કષ્ટ હરા ! સુખ કરા ! વિશ્વંભર ! પહેલાં હમેશને માટે આપનું દરશન માગુંછું. બાદ સ્વામી, માત, પિતા, સખી, અને ભાઈ; વિગેરેનો મેળાપ થવા માગુંછું.

ઈશ્વર—તથાસ્તુ.

પેથીયો—
રૂપલો— } અહો બાપજી ! આજ અમારૂ પણ ભાગ્ય ઊઘડ્યું કે, આપના દરશન થયાં.

( માનસિંહજી સાથે લુટારોઓ પ્રવેશ કરેછે. )

અમરો—( માનસિંહજી પ્રત્યે ) શાબ ! પણે માણસ ચમ ભેગા થયા હશે ? આપણે તેની પાહે જઈશું ? કંઈક લુંટ મળશે.

માનસિંહજી—હા ચાલો. પણ મારી રજા શિવાય લુટશો નહી. ( સર્વે જાયછે અને આસનપર બીરાજેલ શાક્ષાત ઇશ્વરને જોઈ, તેમના ચરણાર્વિંદ વિશે મસ્તક મુંકી, સર્વે સ્તુતી કરેછે. મારાઓ ડરને લીધે નાસી જાયછે, અને આ સઘળી બીના વિજયસિંહ તથા અકર્મિલાલને કહેછે; તેથી તેઓ ઘણોજ પશ્ચતાપ કરેછે.)

માનસિંહજી—અહો કૃપાસાગર ! આપનાં દરશન કરવાથી હવે મારા સુખનો સૂર્ય પ્રકાસિત થયો.

ઈશ્વર—તમારા દંપતિનાં મેં પારખાં જોયાં. સત્ય અને પતિ પતિવ્રત પાળવામાં તમે બંને જણે દ્રઢતા રાખી પાછી

પાની કરી નથી. માટે પ્રસન થઈ કહુંછું કે, માગો માગો જે માગો તે આપું.

માનસિંહજી—અહો વિશ્વેશ્વર ! ત્રીલોકના નાથ ! પહેલા તો હમેશને માટે આપનું દરશન, બાદ ભવોભવ આવી શુંલક્ષણી સ્ત્રી માગુંછું.

ઈશ્વર—તથાસ્તુ. તમારા બંનેપર પ્રસન થઈ માગ્યા કરેતાં એક બત્રીશલક્ષણો પૂત્ર હું તમને વધારે આપુંછું. અને પાળેલ વૃત પાળવા માટે વિશેષ ભલામણ કરૂંછું કારણ તે વૃત પાળવાથી મને પુંજ્યા કરતાં પણ વધારે પુણ્ય થાયછે. હવે હું લોપ થાઉછું. (વૈમાન સહીત ગગન ભણી લોપ થઈ જાયછે.)

હીરાવતી—(અતિહર્ષિત થઈ પોતાના સ્વામીને ગળે વળગી પડીને) પ્રાણનાથ ! ગરીબ દાસી ભણી નજરકરો.

માનસિંહજી—ચાલ મારી વહાલી પ્રિયા ! આપણે રામપુર જઈ મહારા વિયોગી માતપિતાને મળીએ, અને તારા માતપિતાને પત્ર લખીએ. (લુટારાઓ પ્રત્યે) અરે ભાઈયો ! મને આટલા દીવસ તમારી બહુ મદદ મળીછે. તેના બદલામાં તમને ઘેર બેઠા સો સો રૂપીઆના પગાર કરી આપીસ માટે મારી સાથે ચાલો.

અમરો—
નરસંગ— } હેડો બાપજી.

(સર્વે જાયછે, અને લુટારાઓને કીધામુજબ પગાર કરી આપેછે. તથા આ ખુશ સમાચારનો પત્ર રાજનગર જસવતસિંહ વિગેરેપર લખેછે.)

પુરવણી—હીરાવતી માનસિંહજીને મળવાથી અને માનસિંહજી પોતાના વૃધ માતાપિતાને મળવાથી; બાદ થોડી મુદતે હીરાવતીને વરદાનીક પૂત્ર જન્મની, અને માનસિં-

હજીને રાજ્યાભિષેક થવાની રૂડી વધામણી, તથા હીરાવતી પોતાનાં માત, પિતા, સખી, ભાઈ, વિગેરેને મળવાથી, રાજનગર અને રામપુરમાં કેટલો આનંદ છવાયો હશે? તેનો વિચાર વાંચનારને સોપી હું ઈશ્વર પાસે એટલુ માગુંછું કે, આર્યદેશમાં માનસિંહજી અને હીરાવતી જેવા દંપતીના સજોડા થાઓ, અને તેથી દેશની આબાદી વધો. તથાસ્તું.



જગદીશ્વરાયનમઃ

## જન્મતિથિ.

### દોહરો.

‡ અંક ભુજ ભક્તિને શશી, અષાઢ શુદ છઠ સાર;
પુસ્તકનો રચનાર આ, જનમ્યોઈ *દુવાર. ૭૦

### ઈશ્વર સ્તુતિ.

( પહેલા છંદમાંથી કર્તાનું નામ નીકળેછે. )

### ચોપાયાછંદ

પ્રેમ થકી આ અવનિ બનાવી, જે સોભે અતિ સારી,
મર્મિત રચના બીજી કરિછે, ઠામ ઠામ બહુ ભારી;
ચંદ્ર સુરજ સ્થંભવિણુજ રાખ્યા, લાગે જોતાં સારા,
દયા આણી શુભ ધન વરસાડે, લક્ષ રચ્યા વળિ તારા. ૭૧
ધ્રુવ રાજાને જેણે રૂડી, અવિચળ પદવી આપી,
દમયંતીનું શિયળ સાચવ્યું, હીરાવતિ સતિ સ્થાપી;
અવિચળધામી અંતરજામી, એવા જેછે રાજા,
તેને પ્રેમે પાયે લાગું, કરે દુખીને સાજા. ૭૨

### દોહરો.

દુઃખીને સાજા કરે, એવા જે જગરાય;
લક્ષ વખત પ્રેમે કરી, તેરે લાગું પાય. ૭૩

## સમાપ્ત.

---

‡ એ શબ્દોપર મુકેલ આંકની ગતિવામ આણ્યાથી વિક્રમ સંવત નીકળેછે. * ઇંદુ=સોમ.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં જે સાહેબોએ આશ્રય આપ્યોછે તેમના શુભ નામો.

| નકલ. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧૨ | ખુદાવીંદ શ્રી નાદિરઅલીખાનજી સાહેબ બહાદુર બાબી | રાધણપુર |
| ૧ | મે. સા. મનસુખલાલ મગનલાલ. | ,, |
| ૨ | મે. સા. અનતપ્રસાદ ત્રીકમલાલ. આ૦ દીવાન | ,, |
| ૧ | રા. સા. નીહાલચંદ મગનચંદ. | ,, |
| ૧ | રા. ઠાકોર. દોલતસીંગ મોતીસીંગ. | ,, |
| ૫ | પ્રિયમિત્ર. પુરૂષોતંમ નથુભાઈ મારફત. | દીવોદર |
| ૧ | પ્રિયમિત્ર. પુરૂષોતમ નથું. | ,, |
| ૧ | ઠકર. પરમજી લક્ષ્મીરામ. | ,, |
| ૧ | મેમણ. ડોશા ઇસ્માલ. | ,, |
| ૧ | રા. નથુચંદ લક્ષ્મીચંદ. | થરા. |
| ૧ | રા. સોભાગ્યચંદ ખુબચંદ. | પાલણપુર. |
| ૧૫ | પ્રિયમિત્ર. ધામી નેમચંદ એગારસી. મારફત. | સમી. |
| ૧ | પ્રિયમિત્ર. નેમચંદ એગારસી. | સમી. |
| ૧ | પ્રિયમિત્ર, શેઠ. ખુબચંદ ખુશાલ. | ,, |
| ૧ | રા. દલસુખ ઉમેદ. | ,, |
| ૧ | પરી. સરૂપચંદ ખુશાલ. | ,, |
| ૧ | ધામી. જેઠાલાલ કેવળદાસ. | ,, |
| ૧ | ગાંધી. જમનાલાલ મગનલાલ. | ,, |
| ૧ | સુકલ. મણીશંકર મહાદેવ. | ,, |
| ૧ | તળાટી. ડુગરચંદ શાન્તિદાસ. | ,, |
| ૧ | શેઠ. કેસરી નાહાનચંદ. | ,, |
| ૧ | પટેલ. બાદર ખુશાલ. | ,, |
| ૧ | વોહોરા. તઈબઅલી લુકમાનજી. | ,, |

१ સંઘવી. ભોગીલાલ છગનચંદ ,,
१ ઝવેરી. કુંવરજી કસ્તુર. ,,
१ સંઘવી. મીયાચંદ દીપચંદ. ,,
१ શા. મીયાચંદ લાધા. ગાજદીનપુરા ઉર્ફે નવા.

પ્રિયમિત્ર. માસ્તર પીતાંબર જેરામ. મારફત.

१ પ્રિયમિત્ર. માસ્તર પીતાંબર જેરામ. થરાદ.
१ રા. પીતાંબર વજેચંદ. ,,
१ રા. પીતાંબર નરસીંગ. ,,
१ રા. દેવચંદ સવાઈચંદ. ,,

१ મે. સા. દલસુખરામ પુંજીરામ. અમદાવાદ.
१ રા. રા. ડોશા હાજી ભૂજપુર ( કચ્છ. )
१ પ્રિયમિત્ર. મસાલીઆ ભુદર લવજી. રાધણપુર.
४ પ્રિયમિત્ર. ગાંધી મોતીલાલ નાનચંદ મારફત. ,,
१ પ્રિયમિત્ર. મોતીલાલ નાનચંદ. ,,
१ રા. ગાંધી. મોહનલાલ જીવણદાસ. ,,
१ રા. ગાંધી. ગીરધરલાલ મઘા. ,,
१ રા. શા. પ્રેમચંદ મુલજી. ,,
१ રા. વજેરામ લાલજી. ,,
२ પ્રિયમિત્ર. ચંપકલાલ પાનાચંદ. ,,
२ પ્રિયમિત્ર. ત્રીભોવન કેવળદાસ. ,,
१ રા. બાળાશંકર હરજીવન. ,,
१ રા. જીવાભાઈ પુંજાભાઈ. ,,
१ જીવતરામ દલછારામ. ,,
१ રા. રા. હજારી હઠીસંગ. ,,
१ રામી. વિઠલ લલુરામ ,,
१ રા. વમલશી ઉત્તમચંદ. ,,
१ રા. ભંડારી ભુદર હજારી. ,,

| | | |
|---|---|---|
| ૧૨ | પ્રિયમિત્ર. માણેકલાલ પીતાંબર મારફત. | રાધણપુ |
| ૧ | રા. રા. કેસવરામ દેવદત. | વારાઈ |
| ૧ | મહેતાજી મથુરામ ગંગારામ. | વરાણ |
| ૧ | રા. રા. મનસુખરામ ધીરજરામ. | ટીમા. |
| ૨ | સ્કોલર. કરમચંદ. | રાધણપુ |
| ૧ | સેખ. મહમદમીયાં એહમદુલાહ. | ,, |
| ૧ | રા. નથુ પંચાણ. | ,, |
| ૧ | સ્કોલર. કેસરી નેમચંદ. | ,, |
| ૧ | સ્કોલર. અલ્લીજી લક્ષ્મીકુવર. | ,, |
| ૧ | સ્કોલર. ન્યાલ લાટકચંદ. | કુવર |
| ૧ | કોઠારી. જીતમલ છગનચંદ. | રાધણપુર |
| ૧ | સેનાડા. ત્રીભોવન ખેમચંદ. | ,, |

સહી. સા. પ્રેમચંદ જેઠાલાલ, કર્તા.



# જાહેર ખબર.

આ પુસ્તક તથા "હુન્નરનો સારસંગ્રહ ભાગ ૧ લો" એ નામનું ચાર આનાની કીમતનું પુસ્તક જેની અંદર ૮૬ હુન્નરોનો સમાવેશછે, તે નિચે બતાવેલ ઠેકાણેથી રોકડી કીમતે મળશે.

રાધનપુર આ પુસ્તકના કર્તાને ત્યાંથી બુકસેલર ભગવાન મુળજીને ત્યાંથી. અને ગાંધી મોહનલાલ ઉત્તમચંદને ત્યાંથી મળશે. ઠે. ગાંધીવાડામાં. મુંબઈ—જહાંગીરજી બેજનજી કરાણીને ત્યાંથી ઠે. નં. ૧૭-૧૮ પારસી બજાર ખીસ્કોટ અથવા દામોદર ઈશ્વરદાસ લાઈબ્રેરીમાં કાળકાદેવીને રસ્તે રામવાડી પાસે.

પંદરથી ઓછા પગારના મહેતાજીઓને તેમજ સ્કોલરોને ¾ કીમતે આપવામાં આવશે. ચાલત લાઇબ્રેરીને વાસ્તે ટપાલખર્ચ લઈ મફત મોકલવામાં આવશે.

સહી. પ્રેમચંદ જેઠાલાલ કર્તા.